# બીજી ચોપડીના અર્થ.

## પાઠ ૧ લો.

મેજ=ટેબલ
સુથાર=લાકડાનું કામ કરનાર
કડીઓ=છો ઈંટનું કામ કરનાર
મઘમઘવું=ખુશબોથી બહેક બહેક થઇ રહેવું
પવન=વાનું વાવું
વાસ=સુગંધ; પીમળ
તળાવ=જેની ચારે બાજુ જમીન અને વચમાં પાણી હોય તે
પહાડ=મોટા ડુંગર
પાધર=ખુલ્લી જગા
ધર્મશાળા=મુસાફરોને વગર ભાડાની ઉતરવાની જગા.
વટેમાર્ગુ=મુસાફર
ઓસરી=ઓટલી
સુરજ=રવિ
અજવાળું=સુરજ દીવા વગેરેનો પ્રકાશ
ઘોર=બીક લાગે એવું
ઝગઝગે=પ્રકાશે
ઉજાસ=ઝાંખું અજવાળું
સરજ્યાં=બનાવ્યાં
કળાતું=સમજાતું
પાડ=ઉપકાર; આભાર
યાદ=ફેમ; સરત
ઉપકાર=પાડ; આભાર
ભક્તિ=ભજન.

સાર—દરરોજ ઇશ્વરની ભક્તિ કરવી.

## પાઠ ૨ જો.

### કવિતાના અર્થ.

વર્ણન=હકીકત
ગવૈયા=ગાયન કરનાર
મધુર=મીઠું
પંખેરૂ=પક્ષી
ભ્રમર=ભમરો
મુલ્લાં=મુસલમાનનો નીમાજી; હોરાઓના ધર્મગુરુ
તુલ=અનાજ
અંધકાર=અંધારૂ
મુજ=મારા
પંખી=પાંખવાળા જાનવર; પક્ષી
વન=જંગલ
વહાણું વાયું=સવાર થઈ
વીતી=ગઇ; પુરી થઈ
પૂર્વે=પૂર્વ દિશામાં
ઝગઝગાટ=પ્રકાશ; તેજ
ભાતભાતના=તરેહવાર
દીસે=જણાય; દેખાય
પાન=પાંદડાં; પાંતરાં
કુકડા=મરઘા
મેના=એક જાતનું સુંદર પક્ષી
ફુટડા=રૂપાળા; શોભિતા
તેજ=પ્રકાશ
ફીકું=ઝાંખું
ઊડી ગયું=જતું રહ્યું
કાળું=ઝાંખું; ફીકું
મોઢું કાળું થયું=દેખાતા બંધ થયા એટલે સંતાઇ ગયા.
ખુણાખાંચા=ગલીકુંચી; છુપી જગા

## (૨) બીજા ધોરણ માટે પદાર્થપાઠ ભા. ૨જો. ૫ આના.

ખોળે=શોધે
ભક્તજનો=ભગતો
ધ્યાનધરે=આંખો મીચી પરમેશ્વરને જુએ
ગાન=ગાયન
દાતા=સખી; ઉદાર
દીયે=આપે
રૂડું=સારૂં; ઘણું
બાંગ=બૂમ પાડીને નિમાજ પઢવી તે; નિમાજ પઢવાને માટે બૂમ પાડવી તે;
તણો=નો
ઉદય થયો=ઉગ્યો
કમળ=કમળનું ફૂલ
પત્ર=પાંખડી
ખોલે=ઉઘડે; ખીલે
ઉમંગી= હોંસિલા
ધાય=દોડે; ઊડે
ઢોર=ચોપગાં જાનવર; પશુ
ચારો=ખાવાનું
વેલી=વેલા
ધીમે ખીલે=ધીરે ધીરે ફૂટે
નહિ ભૂલ=વગર ચૂકે
તાજાં=તરતનાં ખીલેલા
ટોળે=ટોળાબંધ
વીરા=ભાઇ
મગન=ખુશી
ફેરૂં=નું
ધ્યાન=ચિત્ત; મન.

**પાઠ ૩ જો.**

વરસ=બાર મહીના
ઋતુ=મોસમ; રત
મહીનો=ત્રીસ દિવસ
કારતક=હિંદુ વરસનો પહેલો મહીનો.
તહેવાર=આનંદનો દિવસ
દાદાજી=બાપના બાપ અથવા માના બાપ
શિઆળો=ટાઢની મોસમ
ઉડાડે છે=ચગાવે છે.
ઉતરાણ=સંક્રાત; સુરજનું ઉત્તર તરફ જવું તે
રત=ઋતુ; મોસમ
જાડા=ઘટ કુમાસનાં
ગરમ=હુંફાળા
હોળી=ફાગણ સૂદ પુનેમ
સૂદ=અજવાળીઉં; મહીનાનું પહેલું પખવાડીઉં
વદ=અંધારીઉં;મહીનાનુ બીજું પખવાડીઉં:
પખવાડીઉં=પંદર દિવસ
અમાસ=હિંદુ મહીનાનો છેલ્લો દિવસ જે દિવસે ચંદ્ર બીલકુલ ઊગતો નથી તે દિવસ
તિથિ=દહાડો; દિવસ
વસ્ત્ર=લુગડાં
ઝીણાં=પાતળા કુમાસનાં
પંખા=વીંજણા
ચોમાસું=વરસાદની ઋતુ
બળેવ=રક્ષા બાંધવાનો દિવસ; શ્રાવણ સૂદ ૧૫; જનોઈ પહેરવાનો દિવસ
દશેરા=રક્ષા છોડવાનો દિવસ, આસો સૂદ ૧૦
દિવાળી=હિંદુ વરસના છેલ્લા મહીનાનો છેલ્લો દિવસ; આસો વદ અમાસ
પર્વ=તહેવાર.

**સવાલ**—વરસની ઋતુ કેટલી ને તે કઇ કઇ ? દરેક ઋતુ કેટલા મહીનાની અને તે મહીના કયા કયા ? વરસના મહીના કેટલા ? મહીનાના દિવસ કેટલા ? પખવાડીઆં કેટલા ? અને તે કયાં કયાં ? પખવાડીઆના દિવસ કેટલા ? મહીનામાં પુનેમ અને અમાસ કેટલી આવે ? મહીનામાં બીજી તિથિઓ કઇ કઇ આવે અને કેટલી વાર આવે ? શિઆળો, ઉનાળો અને ચોમાસાને શેની મોસમ કહે છે ? દરેક ઋતુમાં કયા કયા તહેવાર આવે છે અને તે કઇ તિથિએ આવે છે ?

**પાઠ. ૪ થો.**

મેળા=ઘણાં માણસો અને ગાડી ઘોડા વગેરેની ઠઠ

ગોકળઆઠમ=શ્રાવણ વદ આઠેમ; જન્માષ્ટમી.

કકડતાં=અણીવાળાં

ભાઇબંધ=દોસ્તદાર

ઠઠ=ગીરદી; ભીડ

વખુટા=જુદા

દુકાન=માલ વેચવાનું ઠેકાણું.

કંસારા=તાંબા પિત્તળનાં વાસણ બનાવનારા અથવા વેચનારા

તાંબું- લાલ રંગની ધાતુ

પિત્તળ=તાંબું અને જસતની મેળવણીથી બનેલી પીળા રંગની ધાતુ

સુખડીઆ=મિઠાઈ બનાવનાર

હાટ=દુકાન

કોપરાપાક=કોપરાનો બનાવેલો પાક.

મિઠાઇ=બરફી, પેંડા વગેરે

ખડકેલી=ગોઠવેલી.

ખરાદી=સિંઘાડા ઉપર ઘાટ ઉતારનારા

સામાન=ચીજો;વસ્તુઓ

પલંગ=છત્રીવાળો કેચ

પારણું=હીંડોળા જેવું ઘોડીઉં

કોચ=બે બાજુએ તકીઆવાળો પલંગ

કાપડીઆ=કાપડ વેચનાર.

સુતરાઉ=સુતરનું બનાવેલું.

ઊનનું=ઘેટાના વાળનું બનાવેલું

રેશમી=રેશમનું બનાવેલું

શણ=એક જાતનો છોડ. એની છાલનાં દોરડાં તથા કપડાં બને છે.

સરૈયા=અત્તર, ગુલાબ-જળ, ધુપેલ વગેરે વેચનાર.
બહેકબહેક=મઘમઘ
લીલો મેવો=તાજાં પાકાં ફળ.
દ્રાક્ષ=દરાખ.
ચોગાન=ખુલ્લું મેદાન
મદારી=ખેલ કરનાર
ખેલ=રમત.
સિપાઇ=ચોકીદાર
સવારો=ઘોડે બેસી ફરનાર સિપાઇ
ફુદડી=ચક્કર

**સવાલ**—ગોકળઆઠમના મેળામાં શું શું જોયું ?

**પાઠ ૫ મો.**

નઠારી=ખરાબ.
સોબત=સંગત.
પટેલ=ગામનો ઉપરી
વાડી=ફૂલ ફળનાં ઝાડ છોડવાળી જગા
મઝા=ગમત
શોખી=પતરાજી.
પારકાં=પરાયાં; બીજાં
માને=કબુલ કરે
આખરે=અંતે; છેલ્લે.
ઝાંપો=કાંટાનો દરવાજો
આઘે=દૂર
ખાસાં=સારાં; મજાનાં
નિશાન=એંધાણ
તાકીને=ધારીને
લૂમ=ઝુમખો
તૂટી પડે=નીચે પડે
ઘાટ=ઇલાજ; ઉપાય
રાસ=દોરડું
ઢગલેઢગલા=ઘણાંજ
દોસ્ત=ભાઇબંધ
ફક્કડ=સારા.
પછવાડે=પાછળથી
રખેવાળ=સાચવનાર
સજ્જડ=જોરથી
ઝપાટો=સપાટો
થડ=ઝાડનો વચલો ગોળ ભાગ
અથડાયું=અફળાયું
ચકરી=તમ્મર
ઘુંટાઇ=કચડાઇ
લોહીલોહાણુ=લોહીથી ખરડાએલું
વાડીવાળો=વાડીનો માલિક.
લપડાકો=તમાચા
જીવ લઇને નાઠો=ખૂબ દોડયો
ફરીને=પાછળ
ઢોલો=થપ્પડો
ફળ=ફાયદો; લાભ

**કવિતાના અર્થ**

અસર=લાગણી
સંગ=સોબત; સંગત
રંગ=અસર; પાસ
પ્રેમ=પ્યાર
ઠામ=ઠેકાણું
ઠરશે=ઉભો રહેશે
બુરો=નઠારો; ખરાબ
મે'તા=મહેતાજી
ભાગ્યશાળી=નસીબદાર
વિદ્યા=ઇલમ; ભણતર; હુન્નર.

સાર—નઠારી સોબતથી તેની નઠારી અસર આપણાપર થાય છે માટે નઠારા માણસની સોબત કરવી નહિ પણ સારા માણસની કરવી.

**પાઠ ૬ ઠ્ઠો.**

રખડેલ=રખડતો
ખાતાં પીતાં હતાં=પૈસે ટકે સુખી હતાં
વયે=ઉંમરે
પાર રહ્યોજ નહિ=ઘણોજ થયો
વધાઈ=વધામણી; ખુશ ખબર
ઓવારણાં=દુખડાં
કોઈ પગલું=કોઇના તરફથી જે પગલું બાંધવામાં આવે છે તે
ભેટ=ઇનામ
લાડીલો=લાડમાં ઉછરેલો; લાડકવાયો.
કુટેવ=નઠારી આદત; ખરાબ ટેવ.
પોળ=મોટી ખડકી
અટકચાળાં=અડપલાં; કોઇને ખોટું લાગે એવું કર્યા કરવું તે
લડાઇ=વઢવાડ
ઇલાજ=ઉપાય
વંઠી જશે=બગડી જશે
સીધું ચાલવું=તોફાન મસ્તી ન કરવી.
બહાને=નામે
ચૌટું=જ્યાં ચાર રસ્તા ભેગા થતા હોય તેવો બજાર.
રઝળતો=રખડતો
ટોળું=જથો.
મસ્તી=તોફાન
લાતાલાતી=લાતબાજી
લાત=પાછલો પગ મારવો તે.
ઉતરી ગયો=સાંધામાંથી ખસી ગયો
ભેંકડો તાણતો હતો=મોટે સાદે રાગ કાઢી રડતો હતો.
હાડવૈદ=ઉતરેલું હાડકું બરાબર બેસાડનાર વૈદ
લેપ=ખરડ
ઓસડ વેસડ=દવા ને તેના ઉપાય
વલે=દશા; ભુંડા હાલ.
ખો=આદત; ટેવ.
શિખામણ=ફાયદાની વાત; બોધ.
સુધરી ગયો=કુટેવ છોડી દીધી.

સાર—નિશાળનું નામ દઇ રસ્તામાં રઝળવું નહિ, અને નઠારાની સોબત કરવી નહિ.

**પાઠ ૭ મો.**

જક્કી=પોતાની મરજી પ્રમાણે ચાલનાર; જીદ્દી
વાછરડાં=ગાયનાં બચ્ચાં
લવારાં=બકરીનાં બચ્ચાં
પાડાં=ભેંસનાં બચ્ચાં

## (૬) બીજા ધોરણ માટે પદાર્થપાઠ ભા. ૨જો. ૫ આના.

ગાડરાં=ઘેટાનાં બચ્ચાં
ચારો=ઘાસ
નીરતો=નાખતો
ખાંધે=ખભે.
ખેતર=અનાજ પાકે તે જગો.
ઝોક=બકરાં ઘેટાં રાખવાનો વાડો.
છાંયે=શીળે; છાંયડે
વાંસળી=વાંસની બનાવેલી વગાડવાની નળી
પાવો=પીસવો; સિસોટી
હૂંફ=ગરમી
જતન=રક્ષણ; સંભાળ
રબારી=ઢોર ચારનાર
ઊચી ગઇ=ઊડી ગઈ; દૂધ દેતી બંધ થઇ

જાળવતો=સાચવતો
વિઆય=જણે
ધણી=માલિક
સાચવણ=સંભાળ
તકરાર=વઢવાડ; રકઝક,
શિકારી=શિકાર કરનાર
અજાણ્યું=ઓળખાણ વગરનું
મોજ=મજા; આનંદ
અભાગીઉં=કમનસીબ

### પાઠ ૮ મો.

ગોંધતો=પૂરી મુકતો
ચેન=સેખ; મજા
બંધીખાનું=કેદખાનું.
ચાંદની=ચંદ્રનું અજવાળું
ખેલવું=રમવું
ઠરેલ=ડાહી
નાદાન=સમજણ વગરનું
સંભાળ=બરદાસ
સપડાઇ પડશે=હેરાન થશે; પકડાશે.
જક=જીદ; હઠ
લાગ=દાવ; તક
સટકી ગયું=છાનું માનું નાસી ગયું.
ઠેકવા=કુદકા મારવા
પાદર=ગામના ઝાંપા બહારની જગા
વગડો=જંગલ
કોતર=ગુફા; બખોલ
તરાપ=કુદકો; ફાળ.
બોડ=ગુફા; બખોલ
કમોતે=વગર મોતે

**સાર**—માબાપ મહેતાજી વગેરે કોઇ સારી શિખામણ આપે તે મુજબ ચાલવું, હઠ કરવી નહિ.

### પાઠ ૯ મો.

રિસાળ=રિસાઇ જાય તેવો
સહેજ સહેજમાં=જરા જરા વારમાં
રીસ=ગુસ્સો; મિજાજ
છેડો=પાર.
ભાગ્યે=કદાચ
આડોશી પાડોશી=આસપાસના ઘરના રહેનાર
ભાઇભાંડુ=સગાંવહાલાં
જમણ=જમવાનું
ચીસ=બીકથી બૂમ પાડવી તે.
ટેવ=આદત

નકામો=અમથો.
ઢોંગ=ફેલ
વેદના=દુઃખ.
મુદ્દલ=બીલકુલ; જરાપણ
પસ્તાયો=દીલગીર થયો
નડે છે=હેરાન કરે છે

**સાર—જરા જરા વારમાં રિસાઈ જવું નહિ.**

### પાઠ ૧૦ મો

**કવિતાના અર્થ.**

જાળ=કરોળીઆનું પડ; જાળું; ફાંદો.
ફરીને ફરીને=વારંવાર
વિષે=બાબત
વણ=વગર
તૂટેલે=તૂટી ગએલે
તાંતણે=તારે
મહેનત શરૂ કરી=મહેનત કરવા માંડી.
માટ=માટે
ફાવ્યો=પાર પડ્યો
ઘાટ=ઉપાય; રીત
બીડયો=હોંસથી મંડયો રહ્યો.
ધીરજ=સબુરી
નીરધાર=નક્કી
ખંત=ચેતક; કાળજી
યત્ન=મહેનત
ચગદાઈ=ખુંદાઈ; દબાઈ
તળે=નીચે
મોત=મરણ
તજી=છોડી
અનંત=ઘણોજ
લાભ=ફાયદો.
પામે=મેળવે

### પાઠ ૧૧ મો.

ચકભિલ્લુ=એક જાતની રમત છે.
કચ્છ=કાછડો
ગઢ=કિલ્લો
સાથી=સોબતી
ભિલ્લુ=સાથી
વડો=મોટો
સરદાર=ઉપરી
ઘૂમી રહ્યો=આમથી તેમ ફરી રહ્યો
દાવ=લાગ
પેંતરા=ડગલાં; પગલાં
નજર ફેંકી=જોઇ
પૂર જોસથી=ઘણા જોરથી
ભૂલથાપ=ભુલાવો.
શાબાશ=ધન્ય
દાવ=રમતનો વારો

**સાર—શરીરની સાથે મન કેળવાય એવી રમતો રમવી.**

### પાઠ ૧૨ મો

દૃઢ મનવાળો=પાકા વિચારવાળો.
ગેડીદડા=દડો અને તેને ફેંકવાની લાકડી
ડગલું=પગલું
રંગ જામ્યો=મજાઆવી
પછી તો ધૂળ=પછી કંઇ મજા પડવાની નથી.
વચન=બોલ
ખાતરી=ભરોસો
સુનું=વસ્તી વગરનું
મોં ફેરવી=મોં ચઢાવી.
પીડા=પંચાત; દુઃખ

## (૮) બીજી ચોપડીનો "ડિક્ટેશન શિક્ષક" બે આના.

મન ડગવા દીધું નહિ=મરજી મુજબ કર્યું નહિ

### પાઠ ૧૩ મો.

મધમાખી=મધ બનાવનારી માખી

કુટુંબ=વંશ; ઓલાદ

છંછેડે=હરકત કરે

પીઠ=વાંસો

ઘાટ=શરીરનો આકાર

સોહામણી=શોભિતી.

ભપકાદાર=રોપવાળા

કોરીને=કાંણાં પાડીને

દુભવો=મન દુઃખી કરો

નુકસાન=બગાડ

સ્વાદે=લહેજતથી

નવાઇ=અચરજ

**સાર**—કોઇનું ભલું કરીએ તો આપણું ભલું થાય, અને કોઇનું બુરૂં કરીએ તો આપણું બુરૂં થાય.

### પાઠ ૧૪ મો.

મોસાળ=માના બાપનું ઘર.

આંખ ટાઢી થઇ=સંતોષ થયો.

અંગેઠી=પોંક પાડવાની ધુણી

ઉલટભેર=હોંસથી

વાંક=ગુનો; તકસીર

સાજું=આખું

ઉતાવળ=ઝડપ

ઠેસ=ઠોકર

**સાર**— ૧) કોઈ પણ કામ ઉતાવળથી કરવું નહિ. ૨) જેવું આપણું સમજવું તેવુંજ સામાનું સમજવું.

### પાઠ ૧૫ મો.

ઢીંગલી=નાની પુતળી

તકતો=આરસો

ઝૂટ=એકદમ ઝડપ મારી લઇ લેવું તે.

સરી પડયો=લપશી ગયો

બરડ=ઝટ ભાંગી જાય એવો.

પછાડીએ=અફાળીએ

ખેંચતાણ=ખેંચાખેંચી

કાયર=હેરાન

પજવે=દુઃખ દે

ફુટી બદામ=ખોટી બદામ; ઘણીજ નજીવી કિંમત.

સહીઅરો=બેનપણીઓ

કટ્ટા=એકબીજાની સાથે બોલવું કે રમવું નહિ તે.

**કવિતાના અર્થ.**

આપણું=આપણે

સુખચેન=મઝા

શોક=દિલગીર

લાજ=આબરૂ

ઘટે=ઓછી થાય

નિંદે=ખોટું ખોટું બોલે

બળવંતા=જોરાવર

સદા=હંમેશાં

લેશ=જરાપણ

ક્લેશ=કંકાસ

કોપ=ક્રોધ

### પાઠ ૧૬ મો.

રામચંદ્રજી=અયોધ્યામાં એ નામના રાજા થઈ ગયા તે. [લોકો તેમને પરમેશ્વરનો અવતાર માને છે.]

ઇચ્છા=મરજી.
ગભરાટ=ગભરામણ
છેવટે=આખરે.
ફેરવવા=બદલવા.
ફાંફાં=ખોટી મહેનત
ગણકાર્યું=માન્યું.
ડસકાં=રડતાં રડતાં. આંચકા ખાવા તે.
રોણું=રડવાનું તોફાન.

ખીજવાયા=ગુસ્સે થયા
ગોદ=ખોળો
ઝોડઝપટ=નજર.
જંતરમંતરવાળો=પીછી ફેરવી કે મંત્ર ભણી સારૂં કરનાર.
જંત્ર=માદળીઆમાં ઘાલવાનો મંત્રનો કાગળ.

માદળયું=તાવીજ.
ધીરા=ધીરજવાળા.
છાના=મુંગા.
પ્રધાન=વજીર.
દર્પણ=આરસી.
દશરથ=રામચંદ્રજીના બાપ.
મહારાજા=મોટારાજા.
શ્રી=સારા; શોભાયમાન.

સાર=અક્કલ વાપરી યુક્તિથી કામ કરવું.

**પાઠ ૧૭ મો.**

અગર વિચાર્યું=વિચાર વગરનું.
જોડું=ધણીધણિયાણી
કચરેસ પુંજો=કચરો વગેરે
પરવારી=નવરી થઇ
કથા=ઇશ્વર સંબંધી વાત.
મળતું=પેદાશ થતી.
ગુજરાન=ગુજારો.
છોકરાંછૈયાં=છોકરા છોકરી.
પેટે=પોતાને

ઓછું આવતું=દીલગીર થતી.
પાપ=ખોટાં કામ.
આધાર=આશરો; ભરોસો.
સારૂં=ભલું; કલ્યાણ.
આંગણું=બારણા આગળની જગો.
તફડતું=તરફડીઆં મારતું.
દયા=રહેમ.
ઉછેરીને=મોટું કરીને.
જન્મ થયો=અવતર્યો
લોહિઆળું=લોહીવાળું

ગુસ્સો=રીસ.
બેડું=ગાગર ને ઘડો.
કકડા=ટુકડા.
ભણી=તરફ; બાજુ.
ભાંગીતૂટી=સમજાય નહિ તેવી.
બોલી=બોલ.
મૂર્ખ=બેવકુફ.
પાપી=ચંડાળ; દુષ્ટ.
અભાગણી=કમનસીબ
પુત્ર=છોકરો;
જીવ=પ્રાણ.
વળે=કામ આવે.
જાન=જીવ.

**પાઠ ૧૮ મો.**
સંદેશો=ખબર.
ખોડંગતો=લંગડાતો
દુખી=હેરાન.
મદદ=આશરો.
હુંફાળું=ગરમ.
પરાળ=ભાતનું ઘાસ.
છાપું=ચાલતા વખતની ખબરનો છાપેલો કાગળ.
છાપખાનાવાળા=છાપ ખાનાનો માલિક.
ગોઠવણ=બંદોબસ્ત.
ગાર્ડ=સંભાળ રાખનાર
સરનામું=ઠેકાણું.
સ્ટેશન=આગગાડી ઉભી રાખવાનું મુકરર ઠેકાણું.
ખડખડાટ=અવાજ.
સિસોટી=પીસવો.
ડરતો=બીતો.
પંપાળી=હાથ ફેરવી.
ડર=બીક.
નજીક=પાસે; સોડે.
ઠરાવ=કરાર; થયેલી વાત
ઝપાટાબંધ=દોડતો.
ખબરદાર=હોશિયાર;
આઠ કલાકમાં ૧૫ મિનિટ બાકી=બા વાગે.

**સાર**—૧) દુઃખી પ્રાણીપર દયા રાખવી. ૨) જનાવરોને કેળવવાથી તેઓ માણસ જેવું કામ કરી શકે છે.

**પાઠ ૧૯ મો.**
રીતસર=નિયમસર.
વારો=દાવ; વખત;
તોફાની=મસ્તીખોર.
ખસેડી=આઘો કરી.
માથું મારી=હિંમત કરી
કોણી=હાથને વાળવાનો વચલો સાંધો.
ઢીમણું=ઢીમું.
છાતીવાળો=હિંમતવાન
ધરાયો=તરપત થયો.
હડસેલી=ધક્કો મારી.
વેગળા=આઘા; દૂર.
બઝાડી=વળગાડી.
પેટભરી=જેટલાએ તેટલા

**સાર**—૧) ગરીબ માણસને મદદ કરવી. ૨) ઈશ્વરે આપણને બળ આપ્યું હોય તો તે ગરીબ માણસને મદદ કરવામાં વાપરવું.

**પાઠ ૨૦ મો.**
ખલીફા=વારસ થનાર
પાદશાહ=મુસલમાન રાજા.
દરબાર=રાજકચેરી.
દેખાવડો=રૂપાળો.
સુબો=સુબેદાર. સરદાર
નીમણુક=ગોઠવણ.
હુકમ=આજ્ઞા.
ખાસ=જુદો; ખાનગી
શાહજાદો=પાદશાહનો દીકરો.
શાહજાદી=પાદશાહની દીકરી;
ચીતરામણ=ચિત્ર

તહેનાતમાં=ખીજમતમાં; હજુરમાં
છોકરવાદી=નાદાની
કારણ=સબબ; મતલબ
નામદાર=પ્રખ્યાત; નામીચો
ફરમાવશો=હુકમ કરશો
સમજુતી=સમજણ
મોંએ ચદેલો=વધારે
ઓળખાણને લીધે મરજીમાં આવે તેમ બોલનાર.
અરજ=વિનંતી
ફરજંદો=બચ્ચાં; છોકરાં
લાડ=વહાલ
અલ્લા=ખુદા; પરમેશ્વર
ગુનો=વાંક; તકસીર
માફ=ક્ષમા
દીલ=મન
દીલગીરી=નાખુશી
ઓહ્દા=હુકમત
નીમ્યો=નીમણુક કરી
કહણહૈયાનો=દયા વગરનો
રદકરવું=ફેરવી નાખવું
આરબ=અરબસ્તાનનો રહેવાસી

**સાર—માણસની રીતભાત ઉપરથી તેના ગુણની પરીક્ષા થાયછે.**

**પાઠ ૨૧ મો.**

આંધળો=જેને બે આંખે દેખાય નહિ તે
લંગડો=લુલો
ટેકાટળીઆ=ખાડા ટેકરા
માળા=પક્ષીનાં ઘર
આસપાસ=આજુબાજુ
કોહલાં=ફાડી ખાનારાં જાનવર
વાઘ=ફાડી ખાનારૂં ચટાપટાવાળું જાનવર
વરૂ=કુતરા જેવું ફાડી ખાનારૂં જનાવર
ખોંખારો=અવાજ
આડે=અવળે
દુવા=આશિષ; આશીર્વાદ
ધોરી=મોટો; સરિયામ

**સાર—એક બીજાને મદદ કરવી.**

**પાઠ ૨૨ મો.**

પડછાયો=ઓળો
ભાગોળ=દરવાજો; દરવાજા પાસેનો બજાર
ભાગ=હિસ્સો
પાર=કિનારો
નદી=મીઠા પાણીનો રેલો પર્વત અથવા સરોવરમાંથી નીકળી ઢળતી જગામાં થઇ બીજી નદી કે સમુદ્રને મળે છે તે
કુદકો=છલંગ; ફલંગ
પૂલ=નદીપરથી જવાને બાંધેલો રસ્તો
થાક=વિસામો; આરામ
અદેખો=બીજાનું સારૂં જોઈ બળે એવો

## (૧૨) બીજા ધોરણ માટે પદાર્થપાઠ ભા. ૨જો. ૫ આના.

લોભી=લાલચુ
તરાપ=કુદકો; છલંગ
ખોળ=શોધ; તપાસ
પડાવી=ખુંચવી; છીનવી
દાનત બગાડી=પડાવી લેવાની ઇચ્છા કરી
ગુમાવ્યું=ખોયું
તાકે=ધારે; વિચારે

સાર—બહુ લોભ કરવો નહિ.

### પાઠ ૨૩ મો.

ખરીદ કર્યું=વેચાતું લીધું
સંદેહ=વહેમ; શક
હડખવા=કુતરા કોહલાં વગેરેને એક જાતનો રોગ થાય છે તે
દરકાર=પરવા
ડાવકું=ડાહ્યું
બચકું=ડાપું
ખામી=કસુર
છુટ્ટું મૂકી દીધું=છોડી દીધું
અભડાયો=અડકાયો
ભરોસો=વિશ્વાસ

સાર—આપણી આંખે ખરું દેખાયા છતાં બીજા પર ભરોસો રાખી ચાલવું નહિ.

### પાઠ ૨૪ મો.

લખોટો=મંજે
છાનોમાનો=ચુપચુપ
બગાડયું=ખરાબ થયું.
વિના=વગર
સજા=શિક્ષા
ભૂલીશ=વીસરીશ
ચોરી=છાની રીતે બીજાની વસ્તુ લઇ લેવી તે
ચોર=છાની રીતે બીજાની વસ્તુ લેનાર

સાર—ચોરી કરવી નહિ.

### પાઠ ૨૫ મો.
### કવિતાના અર્થ.

કુહાડી=લાકડા ફાડવાનું હથિયાર
ભાયડો=મરદ
શાણો=ડાહ્યો
બહાદુર=જોરાવર
ઘાવ=ઘા
ભાળે=જુએ.
નીર=પાણી; જળ
તાંહી=ત્યાં
નિહાળ્યું=જોયું
માંહી=અંદર; માં
ડર્યો=બીધો
ઝુલતાં ને સમાતાં=પાણીમાં આમ તેમ ડોલ્યાં કરતાં અને તેની અંદર સમાઇ જતા
સૂણી=સાંભળી
સાદ=અવાજ

ભલાં=દયાળુ
દેવી માતા=દેવની સ્ત્રી
વદે=બોલે
માથું હલાવી=ડોકું ધુણાવી; ના કહી
સંપત=દોલત
મહેર=મહેરબાની; દયા
જગનાથ=જગતનો ધણી; પરમેશ્વર

### પાઠ ૨૬ મો.

ભરપુર=ભરેલો
પૈસે ટકે ખાલી=ગરીબ; પૈસા વગરનો.
હાલત=દશા
ખૂટી ગયું=ઓછું થયું
ખુબસુરત=દેખાવડો
હેત=પ્યાર
દેશાવર=પરદેશ
કપરા=અઘરા; સખત
લાચાર=નાચાર; ઇલાજ વગરનો;
મૂલ=કિંમત
મુકામે=ઘેર
હૈયું ભરાઇ આવ્યું= રડવું આવ્યું.
પંપાળતાં=હાથ ફેરવતાં
બરદાસ=ચાકરી
પરવડે=બોજે; પાલવે

**સાર**—દરેક માણસે પોતાના પાળેલા પ્રાણીપર ઘણોજ પ્યાર રાખવો અને જરાપણ દુઃખ દેવું નહિ.

### પાઠ ૨૭ મો.

ઝરો=પાણીનો વહેળો
ભરાવ=દેખાવ
આંખ=નજર
નારાજ=નાખુશ
બબડવું=હોઠ હલાવી મનમાં બોલવું
લજવ્યું=શરમાવ્યું.
શરીર=દીલ
લલકારવું=લલકારાથી બોલવું.
ચમકી=ચોંકી
પારધી=શિકારી
કેડો=પુંઠ
વટાવી=ઓળંગી
વખોડવું=ધિક્કારવું
મોહી પડયું હતું= રાજી થયું હતું
ફસાવી દીધું=દુઃખમાં નાખ્યું.

**સાર**—કોઇ પણ ચીજને વગર વિચારે વખોડવી કે વખાણવી નહિ.

### પાઠ ૨૮ મો.

શિયાળ=શિયાળવા.
શહેર=જેમાં છોબંધ ને હારબંધ ઘરો હોય અને સારાં સારાં બજાર હોય તે
બચકાં=ડાફાં
રંગરેજ=રંગારો
જરદી=પીળી
પાસ=અસર
આંગણે=બારણે
કોઢ=પેઢી; લુહાર જે જગાએ બેસી ઘાટ ઘડે તે જગા
ભઠ્ઠી=મોટો ચુલો
ધગધગતા=ઘણાજ ઉના
નકલ=બીજાનું જોઇને કરવું તે

**સાર**—કોઇની ખોટી નકલ કરવી નહિ.

| | | |
|---|---|---|
| વરો=જમણવાર; ન્યાત | મેળાપ=મુલાકાત. | ખપ=જરૂર; કામ. |
| ઘી=તાવેલું માખણ. | ચડભડી=લડી. | રંક=ગરીબ. |
| પીયર=બૈરીના બાપનું ઘર. | રડયું ખડયું=જવલ્લે. | ભારેખમ=ભારબોજ-વાળા. |
| મણ=૪૦ શેર. | લેખવે=ગણે. | માન=આબરૂ; ઇજ્જત. |
| ટાંકણે=ટાણે; અવસરે. | મોંઘેભાવે=ઘણી કિંમતથી. | |

**સાર**—ભારેખમ થઇ ખુણે બેસી રહીએ, તે કરતા બહાર પડી બધાના ઉપયોગમાં આવવું સારૂં છે, એમ કરવાથી વગર માગે માન મળે છે.

**પાઠ ૩૦ મો.**

| | | |
|---|---|---|
| કુંવર=રાજાનો છોકરો | તરાપ=છલંગ. | નોબત. |
| બાપકર્મી=બાપની કમાઇ ખાનાર. | ઠેકાવી=ઠેકડો મરાવી | નિશાન=ધજા; વાવટા |
| આપકર્મી=પોતાની કમાઇ ખાનાર. | સેના=લશ્કર. | દુશ્મન=શત્રું. |
| રાજપાટ=રાજગાદી. | ઉપરી=સરદાર. | ફોજ=લશ્કર. |
| તીર્થ=પવિત્ર જગો. | હિંમત=હામ. | તક=દાવ. |
| ધન=દોલત. | લૂણ=અનાજ. | સરદારી=ઉપરીપણું |
| ભાભી=ભાઇની વહુ. | ફતેહ=જીત. | નાસભાગ=નાસાનાસ. |
| વતન=પોતાની જન્મભૂમિ. | પ્રાર્થના=પરમેશ્વરના કાલાવાલા. | કુંવરી=રાજાની છોકરી |
| ઓચિંતું=એકદમ. | તડંગધુમ=ડંકો વગાડતા તેમાંથી નીકળતો અવાજ. | બહાદુરી=હોશિયારી |
| | ડંકો=લડાઇનું વાજીંત્ર; | વરમાળ=વરને કન્યા જે માળા પહેરાવે છે તે |
| | | પહેરામણી=કન્યાદાન |

**સાર**—જાતે પેદા કરી ખાવાની ઇચ્છા રાખવી.

**પાઠ ૩૧ મો.**

દેડકો=ચોપગું પાણી તથા જમીનપર રહેનાર પ્રાણી
શ્વાસચારો=શ્વાસ વગેરે
તાજો થયો=ધરાયો
લહેર=સપાટો
તડુકતો તડુકતો=લહેકાતી ચાલ ચાલતો.
ખાબોચીઉં=પાણી ભરાયલો નાનો ખાડો.
જીવ=પ્રાણ
ચઢાઉ=કોઇ વખાણ કરે તેમ ફુલે એવી
ફુલાવી=મોટું કરી
બેટા=દીકરા
બોલ=શબ્દ
મમત=જીદ; હઠ
ગજા=શકિત
ઉપરાંત=વધારે

**સાર**—ગજા ઉપરાંત કામ કરે તો મરે, નહિ તો માંદો થાય માટે ગજા ઉપરાંત કામ કરવું નહિ.

**પાઠ ૩૨ મો.**

ભિખારી=ભીખ માગનાર
તળાવડી=નાનું તળાવ
લપશી=ખસી; સરી
ધ્રૂજતો=કાંપતો; થરથરતો
ખાદી=એક જાતનું જાડું લુગડું; દોટી
વાત=લાગત
મલમલ=એક જાતનું ઝીણું કપડું
બફારો=પસીનો
સાહુકાર=રૂપીઆ ધીરવાનો ધંધો કરનાર
જેમ તેમ=ગમે તેમ
બેદરકાર=બેપરવા; ગરજ વગરનો
રોગ=દરદ
કસ=કેંસ
જાતે=પોતે

**સાર**—કપડાં મેલાં પહેરવાં નહિ, એટલુંજ નહિ પણ તે ગમે તેમ પહેરવાં નહિ.

**પાઠ ૩૩ મો.**

બ્રાહ્મણ=હિંદુની ઉંચી જાત.
ગણેલા=અનુભવ મેળવેલા
સારો=લાયક
ધંધો રોજગાર=વેપાર વણજ
જડતો=સૂઝતો; માલમ પડતો
દેશાવર=પરદેશ
દોરીને=હાંકીને
બી=બૈરી
પગલાં=પગના તળીઆંનો આકાર
અંગુઠીઆ=પગને અંગુઠે પહેરવાનું ઘરેણું
જોટવા=પગને અંગુઠે તથા તેની જોડેની આંગળીએ પહેરવાનું રૂપાનું ઘરેણું
નિશાની=એંધાની
વહેળો=નાની નદી

## (૧૬) બીજા ધોરણ માટે પદાર્થપાઠ ભા. ૨જો. ૫ આના-

શેલો=શીલા; પત્થર
ધોબી=લુગડાં ધોવાનો ધંધો કરનાર
ધોબણ=ધોબીની બાયડી
રાજમારગ=મોટો રસ્તો
ઢુંકડું=પાકસે; નજીક
છેક નજીક=ઘણાજ પાસે
ખંતીલા=કાળજીવાળા
પૈસો=દોલત; પુંજી
મેળવ્યા=પેદા કીધા

સાર—ધ્યાન રાખી જોવાની અને તે ઉપર વિચાર કરવાની ટેવ રાખવી

### પાઠ ૩૪ મો

### કવિતાના અર્થ.

મહીમા=મોટાઇ
જગપતિ=પરમેશ્વર; જગતનો ધણી
જગ=દુનિયા
રચી=બનાવી
રચના=બનાવટ; ગોઠવણ
નવરંગી=તરેહ તરેહના રંગના
તરુપાન=ઝાડનાં પાંદડા
પાંડ=પહાડ
કરાડ=કરાડા; ગુફા
સિંધુ=દરીઓ; સમુદ્ર
સરિતા=નદી
ધાટ=પહાડ ઉપર ચઢવા ઉતરવાનો રસ્તો; ઓવારા
રળિયામણી=શોભિતી
વાટ=રસ્તો
શીતળ=ઠંડો
સાર=સારી
સૂય=સુરજ
વરસાદ=મેહ
ઝૂલતાં=લટકતાં
મધુર=કાનને સારૂ લાગે એવું મીઠું
નાદ=અવાજ; સાદ
કળા=તેજ; અજવાળું
રંગ=શોભા
મેદાન=ખુલ્લી લાંબી પહોળી જગા
તરતાં=પાણી ઉપર રહેતાં
મહીં=માં
આંખડી=આંખ
ચાવણું=ખાવાનું; ખોરાક
સાથ=સાથે
કળા=હકિંમત; યુક્તિ
કળી શકાય નહિ=સમજી શકાય નહિ.
સરજી=પેદા કરી
સરજનહાર=પેદા કરનાર; પરમેશ્વર

### પાઠ ૩૫ મો.

### કવિતાના અર્થ.

વિશાળ=મોટાં ડાળાં પાંખડાં ખૂબ ફેલાએલાં હોય એવો.
છજેલ=છવાઈ રહેલી
તંબુ=કપડાનું ઘર
તાડ=સૌથી ઉંચું ઝાડ
કેળ=કેળાનું ઝાડ
પલ્લવ=પાંદડાં
વનસ્પતિ=ઝાડ, છોડ વેલા વગેરે
ધરી=પહેરી
સ્હોય=શોભે
કોયલ=કાળા રંગનું મધુર રાગનું પક્ષી
કલ્લોલ=મજા; ખુશાલી
તીતર=તીખા રાગનું પક્ષી
વિશેષ=વધારે
બેશ=સરસ; સારી રીતે

કેસુડો=ખાખરનાં ફૂલ-નો રંગ.

ધોળીને=પાણી જેવો કરીને; હલાવીને.

ફુવારા=પાણી ઉંચું ઉડાડવા માટે બનાવેલો ઘાટ.

નવરંગ=તરેહ તરેહના રંગ.

અપાર=ઘણુંજ.

મોર=આંબાનાં ફૂલ.

કોર=બાજુ.

ચાંદની=ચંદ્રમાનું અજવાળું.

### પાઠ ૩૬ મો.

ટેકરો=નાનો ડુંગર.

ઓળો=પડછાયો.

પીઠ=વાંસો.

પશ્ચિમ=આથમણી; સુરજ જે દિશામાં આથમે છે તે.

ઉત્તર દિશા=પૂવ દિશા તરફ મોં કરી ઉભા રહેતાં જેણી તરફ ડાંબો હાથ આવે તે

દક્ષિણ દિશા=પૂર્વ દિશા તરફ મોં કરી ઉભા રહીએ તો જમણા હાથ તરફ જે દિશા આવે તે.

ધ્રુવ=ઉત્તર દિશામાં આકાશમાં જે તારો એકની એકજ જગાએ ઝીણો ઉગતો દેખાય છે તે. એ તારાને ધ્રુવનો તારો કહે છે.

**સવાલ**—પૂર્વ અને પશ્ચિમ દિશા શી રીતે ઓળખવી? પડછાયો સુરજથી કઈ દિશામાં હોય? લાંબામાં લાંબો અને ટુંકામાં ટુંકામાં પડછાયો કયારે હોય? ઉત્તર દિશા શી રીતે જાણવી? દહાડે દિશાઓ શા શા ઉપરથી જાણી શકાય? રાત્રે દિશા શા ઉપરથી જાણી શકાય? સામાસામી દિશાઓ ગણાવો.

### પાઠ ૩૭ મો.

બેસતું વરસ=કારતક સુદ ૧.

દાંડી=પંખાની હાથમાં પકડવાની લાકડી.

માપ=ભરતર.

મથાળે=ટોચે

ફુટ=બાર ઈંચ; અડધો ગજ.

લંબાણ=લાંબાપણું.

પહોળાઇ=પહોળાપણું

ઈંચ=તસુ; સવાકા જેટલી જગા.

મધ્યમાં=વચમાં.

પગથીઉં=નાની ઓસરી

થોર=થુવેરીઆ

કરા=ભીંત.

**સવાલ**—નકશામાં ઉત્તર દિશા કયાં હોય છે? ઉત્તરની સામેની કઈ દિશા? પૂર્વ ને પશ્ચિમ દિશા શી રીતે ઓળખવી? નિશાળનો નકશો શી રીતે કાઢવો?

**પાઠ ૩૮ મો.**

ધોરી=સરીયામ.
આગગાડી=વરાળથી ચાલતી ગાડી.
નિશાન=એધાણ.
સમજ=સમજણ.
ખેતર=અનાજ, ઘાસ પાકે છે તે જગા.
ગોચર=ગાયોને ચરવાની જમીન.

**સવાલ**—રસ્તો બતાવવાને બેવડી લીટી શા માટે દોરવી ? નદી કેણી તરફ વહે ?

**પાઠ ૩૯ મો.**

વગડામાં=ઉજ્જડ જગામાં.
પોપડો=ઢોરને ચરવાની જગા; ચરો; બીડ.
આંબાવાડી=આંબાનાં ઝાડ ઘણાં હોય એવી વાડી.
નિચાણમાં=ઢળતી જગામાં.
ઢાળ=ઢોળાવ.
દહેરૂં=દેવળ.
કાંઠે=કિનારે.
ભાઠું=કાંઠાપરની ખેડવા લાયક જગા.
વહેણ=રેલો.
ચાલાક=ચંચળ.
પાર=કાંઠો; કિનારો.
પાળ=કારણ.
ડાંગર=ભાત
મસ=ઘણું
ઈશાન=ઉત્તર અને પૂર્વ દિશા વચ્ચેનો ખુણો
નજરે પડયા=દેખાયા
સુગમ=સહેલું.

**સવાલ**—પવન કઇ દિશા તરફ વાતો હતો તે શા ઉપરથી કહ્યું ? ટાઢો પવન લાગવાનું કારણ શું ? તળાવ કોને કહેવું ? નદીને કેટલા કાંઠા હોય અને તે કયા કયા ? જમણો અને ડાબો કાંઠો શી રીતે જાણી શકાય ? નદી શા શા કામમાં આવે ? ખુણા કેટલા છે અને તે કયા કયા ? કઇ કઇ દિશાઓની વચ્ચે ખુણા હોય નહિ ?

**પાઠ ૪૦ મો.**

વાળુ=રાતનું જમવાનું
ગમ્યું=ગોઠવ્યું.
ચોરો=સરકારી ઉતારાનું મકાન
મુખી-ગામનો ઉપરી; ગામનો બંદોબસ્ત રાખનાર પટેલ
ગંધ=ખરાબ વાસ.
બંદોબસ્ત=ગોઠવણ.
હવાલદાર=પટેલના તાબાનો ૪,૫ રૂપીઆના પગારનો સિપાઈ.
મામલતદાર=તાલુકાનો ઉપરી અમલદાર;પટેલ તલાટીનો ઉપરી
ભરણું=પટેલ તલાટીએ ખેડુત પાસેથી સરકારી

માગતા રૂપીઆ લઇ એકઠા કર્યા હોય તે
તલાટી=ગામની વસુલાત ઉઘરાવનાર.
રાવણીઓ=વરતણીઓ
તાલુકો=ઘણાં ગામ મળીને થએલો તે.
તાલુકે=મુખ્ય કચેરીએ
હુંડી=રૂપીઆ મળવાનો કાગળ; મનીઑર્ડર.
માસ્તર સાહેબ=પોસ્ટ માસ્તર.
ટપાલી=કાગળ વહેંચનાર
ગેરહાજર=હાજર નહિ તે
માંદો=બિમાર.
દાકતર=અંગ્રેજી દવા જાણનાર વૈદ્ય.

**સવાલ**—ચોરો એટલે શું ? મુખી, તલાટી, ટપાલી, પોસ્ટ માસ્તર એ દરેકનાં કામ સમજાવો.

**પાઠ ૪૧ મો.**

સોનેરી=સોનાના રંગ જેવો; પીળો.
અંગારા=સળગતા કોયલા.
ચળકતો=ઝળકતો.
દાતણપાણી=દાંત સાફ કરવા તથા મોઢું ધોવું તે.
ધંધો=રોજગાર; વેપાર
ખેડુત=ખેતીનું કામ કરનાર.
હળ=જમીન ખેડવાનુ ઓજાર.
ઝાડીને=ઝપટીને.
ખોરાક=ખાવાની ચીજો
તાજી=તરતની.
લહેર=સપાટા.
જન=માણસ.
નમતો=આથમતો.
ઘોંઘાટ=અવાજ.

**સવાલ**—સુરજ ઊગતા પહેલાં પૂર્વ દિશામાં વાદળ અને વાદળાંનો કોરો કેવી જણાય છે ? અજવાળું શેમાંથી આવે છે ? સવાર થઇ શાથી જણાય ? સવારમાં માણસ, પશુ, પક્ષી શું શું કરે છે ? છોકરાઓએ પાઠ કયારે કરવા જોઇએ ? સાંજ પડી કયારે કહેવાય ? સુરજ ઊગતા પહેલાં અને આથમ્યા પછી થોડું અજવાળું રહે છે તેને શુ કહે છે ? ( જ. ઝળઝળીરૂં ) સાંજના દેખાવની વાત કહો.

**પાઠ ૪૨ મો.**

વાતો=ફુંકાતો.
જોરથી=ઝડપથી
ઉડી જાય છે=ઉડી પડી જાય છે.
ટિકીટ=આગગાડીમાં બેસવાની ચિઠ્ઠી.
ગુંગળાઇ=મુંજાઇ.
ઝપાટો=સપાટો.
તોફાન=પવનનું બહુ જોરથી વાવું તે.
ઉથલી=ગબડી; ફેરવાઇ

## (૨૦) બીજા ધોરણનો "મુખગણિત શિક્ષક" દોઢ આનો.

| | | |
|---|---|---|
| મુખમાંથી=જડમાંથી. | ઘસડી=ખેંચી. | અકળામણ=ગભરામણ |
| ભરવાડ=ઘેટાં બકરાં ચરાવનાર. | ધાન્ય=અનાજ. | વાદળાં=વરાળના જથા |
| | વહાણો=મોટી હોડીઓ | |

**સવાલ**—હવા ક્યાં ક્યાં હોય છે? બધેજ હવા છે એ સાબિત કરી બતાવો. હવાની જરૂર કોને કોને છે? હવા ન હોય તો શું થાય? પવન એટલે શું? હવા ને પવનમાં શો ફેર છે? પવનનું તોફાન ક્યારે થાય? પવનથી થતા ફાયદા ગેરફાયદા ગણાવો.

**સાર**—આપણે હવા વગર જીવી શકીએ નહિ, માટે દયાળુ પરમેશ્વરે તે બધે ઠેકાણે ભરી રાખી છે.

| | | |
|---|---|---|
| **પાઠ ૪૩ મો.** | નિર્દય=દયા વગરનો | તળીઉં=નીચેનો ભાગ. |
| કકડા=ટુકડા. | કઠણ=સખત. | જંતુ=ઝીણાં જીવડાં |
| દુ:ખ=વીટંમણા. | ગાંગડો=ગઠ્ઠો. | વેહ=છિદ્ર; કાણું |
| ચુરો=ભુકો. | ઝાંખો=ચળકાટ વગરનો | થર=પડ. |
| કણ=રજકણ | કોક્ષ=કેક્ષ. | ચાંચવો=જમીન ખોદવાનું ઓજાર; તીકમ |
| છુટા=જુદા. | કહેણી=કહેતી; કહેવત | |
| અક્ષરો=હરફો; દસ્તકો | જન્મ=પેદાસ. | હકીકત=વાત. |
| પીગળનો=રસ થતો | દરીઓ=સાગર; સમુદ્ર | |

**સવાલ**—ચાકનો કેમ સહેલાઇથી ભુકો થઈ શકે છે? ચાક પોચો છે તેથી શા શા ઉપયોગમાં આવે છે? ચાકને ભઠ્ઠીમાં નાખે તો શું બને? ચુનો શું કામમાં આવે? ચાક પાણીમાં ઓગળે કે નહિ? પાણીમાં ઓગળે એવા પદાર્થનાં નામ દો? જે પદાર્થ પાણીમાં ઓગળી જાય તે કેવા પદાર્થ કહેવાય? જ. દ્રાવ્ય. ન ઓગળે તે કેવા કહેવાય? જ. અદ્રાવ્ય. ચાકમાં કયો ગુણ છે કે જેથી તે પાણી ચૂસે છે? જ. છિદ્રાળુ. બીજા કયા કયા પદાર્થો પાણી ચૂસે છે?

છિદ્રાળુ પદાર્થનાં નામ દો. ચાક દેવતામાં પીગળી જાય છે કે નહિ? દેવતામાં ન પીગળે એવા પદાર્થનાં નામ દો. ઓગળવું અને પીગળવું એમાં ફેર શું? ચાકને ભોંયપર પછાડીએ તો શું થાય? ચાકમાં કયો ગુણ છે કે જેથી તેને પછાડવાથી ભાંગી જાય છે? જ. બરડ. બરડ ગુણવાળી ચીજોનાં નામ દો. ચાક શી રીતે બને છે? જે પદાર્થો જમીનમાંથી નીકળે તે કેવા પદાર્થો કહેવાય? જ. ખનીજ. ખનીજ પદાર્થનાં નામ દો. ચાકનો ઉપયોગ કહો.

**પાઠ ૪૪ મો.**

ટીપ છે=ઘડે છે.

પતરા=ધાતુને ટીપીને અથવા રસ કરીને લાંબા ચોડા બનાવે છે તે

ગાળીને=રસ કરીને

કાતર=કાપવાનું ઓજાર

ચંપુ=શિરોઇ

નાળચાં=નળી

કથરોટ=મોટી થાળી

બાઝેલા=વળગેલા

ખાટી=ખટાશવાળી

ઝેરી=ઝેરવાળો.

સિક્કા=ચલણી નાણું

ટંકશાળ=સિક્કા પાડવાની જગા.

**સવાલ**—તાંબા પિત્તળનાં વાસણ બનાવનાર તથા વેચનારને શું કહે છે? સુથાર, લુહાર, કુંભાર શેના ઘાટ બનાવે છે? તાંબુ કયાંથી નીકળે? એ કેવો પદાર્થ કહેવાય? તાંબાનાં ગુણ કહો. તાંબાના કયા કયા વાસણો બને છે? તમારા ઘરમાં તાંબાના જે જે વાસણ હોય તે ગણાવો. તાંબાના કાટને શું કહે છે? તેનો રંગ કેવો હોય છે? તે ખાવામાં આવે તો શું થાય? તાંબા પર કાટ શી શી રીતે ચડે છે? તાંબાના વાસણ પર કાટ ન ચઢે માટે શું કરે છે? કલાઇનો રંગ કેવો હોય છે? તાંબાના કયા કયા સિક્કા બને છે? ટંકશાળ એટલે શું? તાંબાનો ઉપયોગ કઈ કઇ ધાતુ બનાવવામાં થાય છે.

**પાઠ ૪૫ મો.**

ખાણ=જમીનમાંથી ધાતુ વગેરે કાઢવા માટે ખોદેલો ખાડો.

ઇનામ=ખુશ થઇ આપવું તે.

| | | |
|---|---|---|
| મેળવણી=ભેગ | તાસકો=ઢાંકણાં | કલાઇ=ઝાંખા સફેદ રંગની ધાતુ |
| ઓગળીને=રસ થઇને | પવાલી=લાંબું પીપ | માંજેલાં=ઘસીને સાફ કરેલાં. |
| મજાગરાં=અડવાં, જેના વડે બારણું ઉઘડે દેવાય તે. | શિરોઈ=સાંકડા મોઢાંનું વાસણ; ચંબુ. | સસ્તું=સોંઘું. |
| | કાટ=કીટ. | |

**સવાલ—**ધાતુમાં કયા કયા ગુણ હોય છે? ધાતુઓ કયાંથી નીકળે છે? ધાતુ એ કેવો પદાર્થ કહેવાય? પિત્તળ શી રીતે બનાવે? પિત્તળનો રંગ કેવો હોય છે? જસતનો રંગ કેવો હોય છે? તાંબુ ને પિત્તળ એમાં કઠણ કોણ? શા માટે પિત્તળ વધારે કઠણ? પિત-ળનું શું શું બને છે? તમારા ઘરમાં પિત્તળનાં વાસણ હોય તેનાં નામ દો. પિત્તળ ઉપર કાટ ચઢે છે કે નહિ? પિત્તળનાં વાસણને કલાઇ કરાવવાનું કારણ શું? તાંબુ અને પિત્તળ એમાં જલદી કોણ કટાય? ઝાંખુ કયું વહેલું પડે? તાંબા અને પિત્તળ એમાં સસ્તું કયું? પિત્તળ સસ્તુ શા માટે? તાંબા અને પિત્તળનો શેરનો ભાવ શું હશે?

**પાઠ ૪૬ મો.**

| | | |
|---|---|---|
| ઘાસનું બજાર=ઘાસની પીઠ. | ઝીંઝવો=એક જાતનુંઘાસ | દરો=એક જાતનું ઘાસ; ધરો |
| ચરો=પોપડા; ઘાસ ઊ-ગવાની જગા; બીડ | ચરાઉ=ચરનારા | જડ=મૂળ |
| કુમળું=નરમ | ગંજી=ઘાસના ઢગલા | ફરી ફરીને=વારે વારે |
| છાવામાં=ઢાંકવામાં | ગડી=ગાંઠ | ઉપલાણે=ઉપરનાભાગમાં |
| વણીને=વળ દઇને | સુગંધ=સારી વાસ | વાટ=રસ્તો |
| મુળીઆં=મૂળ | મોથ=સુગંધીદાર ઘાસ | ચમરી=છોડ ઉપરની પાંખડી |
| ધાર=અણી | ખુજલી=ખજવાળ આ-વી ફોલ્લા થાય તે | સુંવાળી=લીસી |
| દાભ=દરભ | ધુપેલ=માથામાં ઘાલ-વાનું તેલ. | વાસ=સોડમ |
| | અત્તર=સુગંધીદાર વ-સ્તુનો કસ | |

| | | |
|---|---|---|
| સુપડા=ઝાડકવાને; વાંસની ચીપ કે ઘાસનું બનાવેલું ઓજાર | સાદડી=ચટાઈ | મૂંજ=સરકટની પાંદડીને પલાળી કુટેલી તે |
| | પડા=ઝુડી | |
| | કુટીને=ખુંદીને | ખાટલા=ઢાળીઆ |

સવાલ—જે ખેતરમાં દાભ ઊગે તે ખેતર શા કારણથી નકામું થઇ જાય છે? દાભના મુળીઆં કેવાં હોય? એની પાંદડીની કોરકેવી હોય છે? કુમળું દાભ શું કામમાં આવે છે? પાકટ થયા પછી શું કામમાં આવે છે? દાભ શું કામમાં આવે છે? ઝીંઝવો શું કામમાં આવે છે?ને ક્યાં ઊગે છે? એના મુળીઆં પર શું થાય છે? એ ગડીને શું કહે છે? મોથ શા શા કામમાં આવે છે? ઝીણી ઝીણી સોય જેવી પાંદડીવાળું જાળ જેવું કયું ઘાસ થાય છે? દરો કાઢી નાંખવા છતાં ફરીથી કેમ ઉગી નીકળે છે? સરકટ ક્યાં થાય? સરકટ જનાવરના ખાધામાં આવે છે કે નહિ? નહિ આવવાનું કારણ શું? સરકટની સળીઓ સુકાયા પછી શા શા કામમાં આવે છે? એની પાંદડીને કુટીને પલાળે છે તેને શું કહે છે? મુંજ શું કામમાં આવે છે? કયા કયા ઘાસ ખાટલા ભરવાના કામમાં આવે છે?

| | | |
|---|---|---|
| **પાઠ ૪૭ મો.** | વગેરે કોહી ગએલો કચરો. | ઢેબરા=મીઠું મરચું નાખી જુવાર બાજરીના કરેલા રોટલા |
| વાવવા=રોપવા | પૂરી=નાખીને | ખસલી=એક જાતનું ઘાસ |
| સાંઠા=સોટા | ભીલ=વગડામાં રહેનાર જાત | કડબ=જુવારનો સુકો સાંઠો |
| પરાળ=જાતનું ઘાસ | નાગલી=બાવટો | રાતડીઓ=રાતી જુવાર |
| ગાંઠ=ગડી (વગરની | સામો=એક જાતના ઘાસનું બી | બીડ=ઘાસ ઊગવાની જમીન; ચરો |
| સળંગ=આખી; સાંઠા | થેક=ચીઢા કે ડુંગળાનાં મૂળની ગાંઠ | |
| પેર=પેરીઉં | | |
| ગુચ્છો=ગુંચળું; જથો | | |
| નજર કરો=ધ્યાન આપો | | |
| બી=બીયાં | | |
| ખાતર=ઘાસ છાણ | | |

**સવાલ**—બાજરી, જુવાર અને ડાંગરના છોડનો ઘાસની સાથે મુકાબલો કરો. આપણે અનાજ ખાઇએ છીએ તે શું છે? ઘાસનું બી નાનું અને અનાજનું મોટું હોવાનું કારણ શું? મહીકાંઠો કયાં આવ્યો? મહીકાંઠાના ભીલ લોકો કયું કયું અનાજ ખાય છે?

**પાઠ ૪૮ મો.**

**આળસુ=સુરત**

સખત=બહુ
એક સામટું=સાથે લાગુ
ભાણુ=સુરજ
દાણો=જુવાર અડદ વગેરે
કોઢ=ઢોરબાંધવાની જગો
નીરૂં છું=નાખું છું
છાશ=દહીંમાં પાણી નાખી વલોવી બનાવે છે તે
કૌવત=જોર
ચવડું=હળના નીચેનાં ભાગમાં કોશની સાથે અણીવાળું લાકડું હોય છે તે
સેડ=હળમાંની વચમાંનો લાંબો સાટો
ચાસ=ખેતરમાં હળે કરી પાડેલા આડા ઉભા લિસોટા
હળપુણી=હળમાં લોઢાની કોશ હોય છે તે
ધુસરી=બળદની ખાંધે રહે છે તે લાકડું
છડો=હળને છેડે પકડવાને ખીલી જેવું હોય છે તે; હલેડી

**કવિતાના અર્થ**

તાત=બાપ
નીપજાવે=પકવે
અન્ન=અનાજ
ધરે=પહેરે
સહે=ખમે; વેઠે
લઠ્ઠ=જબરો; મજબુત
ઉત્તમ=સારી
પર=પારકો
ઉપકારી=આભારી
દીએ=આપે
શીખ=શિખામણ
ખંત=કાળજી

જગતનો તાત ગણાય એટલે જેવી રીતે બાપ છોકરાનું પોષણ કરે છે તેવીજ રીતે ખેડુત ધાન્ય ઉપજાવી આખા જગતનું પોષણ કરે છે માટે. ખેતીને ઉત્તમ કહેવાનું કારણ એ કે એ ધંધો સ્વતંત્ર છે, અનાજ જેવી જીવવાને જરૂરની ઘણી કામની વસ્તુ તે નીપજાવે છે. માટે.

**હળની હકીકત**—હળના મુખ્ય બે ભાગ છે, હળના પાછલા ભાગને તુંગું અને આગલા ભાગને સેડ કહે છે. સેડની લંબાઇ ૧૦ ફુટ અને તુંગાની લંબાઇ ૪ ફુટ હોય છે. તુંગું વચમાંથી જાડું નીચેથી અણીદાર અને ઉપરથી પાતળું હોય છે. જાડા ભાગમાં [illegible] છેડો ઘાલે છે. તુંગામાં હળપુણી, ચવડું અને કસવાળો હોય છે. હળપુણી લોઢાની

હોય છે, ને તે નીચેને છેડે ચવડાની ઉપર રહે છે. ચવડું પણ અણી-દાર ને ત્રણ પાસાવાળું હોય છે. સેડને બીજે છેડે ખીલો હોય છે તેને સગન (સબંધીઓ) કહે છે, તેને ધુસરૂં બાંધે છે. ધુસરૂં બળદની ખાંધ પર મુકે છે; ધુસરૂં બળદની ખાંધેથી ખસી ન જાય માટે ધુસરાને બંને છેડે લાકડાની સામેલ હોય છે તે બળદની ડોકે જોતરથી બાંધે છે. હળપુણી છેડેથી અણીદાર હોય છે, તેનાથી જમીન ખેડાય છે. હળપુણી જલદી ઘસાઈ કે ભાંગી ન જાય માટે લોઢાની કરે છે. તુંગાના ઉપરના ભાગમાં મુઠ્ઠીમાં આવે એવો લાકડાનો ગોળ કકડો બેસાડેલો હોય તેને છડો કહે છે. હળ હાંકતી વખત ખેડુત છડા પર ભાર દે છે તેથી હળપુણી ભોંયમાં ઉતરે છે, એથી જમીન ખોદાઈને પોચી થાય છે ને ચાસ પડે છે.

**સવાલ**—હળનું ડ્રોઈંગ પાડી તેના દરેક ભાગ પર નામ લખો. હળના દરેક ભાગનો ઉપયોગ સમજાવો.

| | | |
|---|---|---|
| **પાઠ ૪૯ મો.** | લીલાછમ=ઘણાંજ લીલા | ભરડીને=બચરડીને |
| | ધરૂ=કુમળા છોડ | છોડા=ફોતરાં; છોતરાં |
| પાળ=કોરણ | ઝીલવો=ખમવો | |

**સવાલ**—ડાંગર શી રીતે વાવે છે? ધરૂ એટલે શું? ડાંગર ક્યારડામાં શા માટે રોપે? ડાંગરના છોડ પાકે ત્યારે કેવા રંગના થાય છે? ડાંગર પાક્યા પછી શું શું કરે ત્યારે ચોખા થાય?

| | | |
|---|---|---|
| **પાઠ ૫૦ મો.** | વેંત=બિલ્લસ | ડુક્કર=ભુંડ |
| કોલુ=શેરડીનો રસ કાઢવાનો સાંચો | આંખ=કળી | શિયાળવાં=શિયાળ |
| પડછા=પાંતરાં; ચમરી | પીત=પાણીથી થતું જે કરસણ શાક વગેરે | સંભાળ=તપાસ |
| રસ=કસ | | પાકટ=પાકી |
| સંબંધી=વિષે; બાબત | તરકારી=શાક | તાવડો=મોટો પેણો |
| પૈડું=અ[illegible]રી | માસ=મહીના | છારી=પડ |

**સવાલ**—શેરડી શી રીતે રોપે છે? શેરડીની આંખ બતાવો.

## (૨૬) બીજા ધોરણ માટે "હિંદી શિક્ષણ" ૪ પાઇ.

કોલું એટલે શું? કોલું શેનું બનાવે છે? શેરડીમાંથી રસ શી રીતે કાઢે છે? રસનો ગોળ શી રીતે બનાવે છે?

**પાઠ ૫૧ મો.**

રસોઇ=રાંધવાનું કામ
તકરાર=વઢવાડ; રકઝક
વઢવા=લઢવા
ધીમા=શાંત
ઉજળો=સફેદ
ભાવ=હોંસ
સારા=સાજા
લોટ=આટો
કણુક=લોટમાં પાણી નાખી લોંદા જેવું કરે છે તે
જોર=શક્તિ
નકામો=ફોકટ
હિસાબ=ગણુતરી
ઉપયોગના=જરૂરના
પૈસાદાર=પૈસાવાળા

**સવાલ**—માંદા અને દાંત વગરના માણુસને કયો ખોરાક વધારે ઉપયોગી? તેનું કારણ શું? ભાત શી રીતે બનાવે છે? રોટલી શેની બનાવે છે? ઘઉંની રોટલી શી રીતે બનાવે છે? ગરીબ માણુસો ઘઉં કેમ ખાતાં નથી?

**પાઠ ૫૨ મો.**

મધપુડો=મધમાખીએ બનાવેલો પુડો
લટકતો=ટીંગાતો
વાઘરી=શિકારી
કામળો=ઊનનું લુગડું
ધુણી=ધુમાતો દેવતા સળગતા છાણા વગેરે
ઘરબાર વગરના=રખડતા
પારકો=પરાયો; બીજાનો
ચીજ=વસ્તુ
ઇચ્છા=મરજી
નર=પુરુષ
છ ખુણાવાળાં=છ ખુણાના આકારના
જન્મ=જિંદગાની
રક્ષણ=બચાવ
ડંખ=ચટકો
પેસવા=દાખલ થવા
દયા=રહેમ

**કવિતાના અર્થ.**

હુન્નર=કસબ; કારીગરી
નિશાળ=ઠેકાણું
મનોહર=મોહ પમાડનાર
રચે=બનાવે
તત્કાળ=તરત
ચુસી=સોષી
સરે=થાય
ગુણ=ફાયદો; લાભ
તમામ=બધું
તજે=છોડી દે
ઉદ્યોગી=મહેનતુ
પંકાય=વખણાય

**સવાલ**—મધપુડો કોણ બાંધે છે અને તે કયાં કયાં બાંધે છે? મધ કયાંથી લાવે છે? મીણ શેમાંથી બનાવે છે? મધપુડામાં કેટલી જાતની માખીઓ હોય છે અને તે કઇ કઇ? રાણીનું કામ શું છે? મધ-

પુડાનાં ખાનાં કેટલા ખુણાવાળા હોય ? ખાનાં કેટલી જાતનાં હોય છે ? ઈંડાં કયાં ખાનામાં મૂકે છે અને તે કોણ મૂકે છે ? મોટા ખાનામાં કયાં ઇંડાં મૂકવામાં આવે છે? રાણી અને કામ કરનારી માખીમાં શો ફેર હોય છે ? કામ કરનારી માખીઓ શું શું કામ કરે છે ? નર અને માખીમાં શો ફેર હોય છે ? નરને મારી નાખવાનું કારણ શું ? મધ અને મીણનો ઉપયોગ કહો. મધમાખી પરથી આપણે શું શિખામણ લેવી ?

**પાઠ ૫૩ મો.**

| | | |
|---|---|---|
| શિખ=મુસલમાનની એક જાત. | નબળું=કમજોર | બીકણ=બીએ એવો |
| બતક=પાણીવાળી જગામાં રહેનારૂં પક્ષી. | જોડાએલાં=સંધાએલાં | ધસીને દોડે છે=હુમલો કરે છે |
| પીંછાં=પાંછ. | દાઢ=બેવડા દાંત | માંજર=કલગી. |
| ચીકટ=ચિકાસ | અણીદાર=તીણા | દીપે છે=શોભે છે. |
| ભિંજાતું=પલળતું | ગળી જાય છે=ઉતારી દે છે. | ખોતરવાની=ખોદવાની |
| | જાળવે=સાચવે; સંભાળે | વાહણું વાય=સવાર થાય |
| | ઢાંકી=છુપાવી | |

**સવાલ**—બતક કેવી જગામાં રહે છે ? બતકનું શરીર કેમ ભિંજાતું નથી ? બતક શું ખાય છે ? બતકની ચાંચ કેવી હોય છે ? બતકને પાંખ છે ત્યારે કેમ ઊડી શકતી નથી ? બતકને કેટલા પગ હોય છે ? દરેક પગે કેટલાં આંગળાં હોય અને કયાં હોય છે ? આપણે પાણીપર ચાલી શકતા નથી. અને બતક શા માટે ચાલી શકે છે ? બતક ખોરાકના કકડા કેમ કરી શકતી નથી ? મરઘા અને બતકની ચાંચમાં ફેર શું ? મરઘા પાણીપર કેમ ચાલી શકતા નથી ? મરઘી છે કે મરઘો તે શી રીતે ઓળખી શકાય ? મરઘા શા માટે પાળતા હશે ? મરઘા કોણ પાળે છે? મરઘો કયારે કયારે બોલે છે ને શું બોલે છે?

**સાર**—મરઘો બોલે છે તે પરથી સવાર ને બપોર સમજાય છે.

**પાઠ ૫૪ મો.**

કાબરી=કાબર ચીતરી
રૂ=કપાસમાંથી કપાસીઆ કાઢી લીધા પછી જે રહે છે તે
તણખલાં=તરણાં
માળો=પક્ષીનું ઘર
ખુણેખોચરે=ખુણામાં
દરેક ફેરે=દરેક વખતે
ભુરા=આસમાની
ટપકાં=છાંટ
લગી=સુધી
રઝળીને=રખડીને
ફાયદો=ગુણ
વીણી વીણીને=શોધી શોધીને
ભો=બીક; ડર

**સવાલ**—ચકલીના શરીરના ભાગ ગણાવો. ચકલીની ચાંચ કેવી હોય છે? ચકલી કેવા કેવા રંગની હોય છે? ચકલીને એક એક પગે કેટલાં આંગળાં હોય અને તે કેવી રીતે હોય છે. ચકલી ક્યાં રહે છે? માળા શેનાં બનાવે છે? ચકલી વરસમાં કેટલીવાર ઇંડાં મૂકેછે? દરેક ફેરે કેટલાં કેટલાં ઇડાં મૂકે છે? ઇંડાંનો રંગ કેવો હોય છે? ચકલી બચ્ચાંને ક્યાં સુધી ખવડાવે છે? ચકલી શું શું ખાય છે? ચકલી ખેડુતને શો ફાયદો કરે છે અને તે કેવી રીતે? ચકલીને કોની કોની બીક હોય છે? ચકલી ને ચકલો ઓળખવાની નિશાની શું?

**પાઠ ૫૫ મો.**

દેખાવ=શોભા
ગરદન=ડોચી
કેશવાળી=ઘોડાની ગરદન પરના વાળ
નક્કર=સંગીન
સપાટ=સરખી
લગામ=દોર
તીણા=ધારવાળા
ચપટા=બેઠેલા
ભુસું=થુલું
દાણા=અનાજ
મજલ=મુસાફરી;અંતર
પાણીદાર=જોરવાળી; ઝડપથી દોડનાર,
અરબી=અરબસ્તાની
નીમકહલાલ=ખાય તેનું ભલું કરનાર; ધણીનું ભલું ચાહનાર
ધણી=માલીક
પ્રીતિ=હેત; પ્યાર
શરત=હોડ; હારજીત
ટટ્ટી=કામડાની વાડ
કુદાવે=ફલંગ મરાવે.
જીન=ચામડાનું પલાણ
સવારી કરે છે=બેસી મુસાફરી કરે છે.

**સવાલ**—ઘોડાની ગરદન પરના વાળને શું કહે છે? કેશવાળી કોને કોને હોય છે? ઘોડો સપાટ જમીનપર સપાટાબંધ દોડી શકવાનું કારણ શું? એના કાન કેવા હોય છે? લગામ ક્યાં ઘાલે છે?

કયા દાંત વડે ખોરાક કાપે અને કયા વડે ચાવે છે? ઘોડો શું શું ખાય છે? નાળ શા માટે જડાવે છે? ઘોડાનો રંગ કેવો હોય છે? ઘોડાની કઇ કઈ જાતો છે? ઘોડામાં કયા કયા ગુણ છે? ઘોડો શા શા ઉપયોગમાં આવે છે? ઘોડો કેટલા વરસ સુધી જીવી શકે છે?

શેઠ=સાહુકાર
નાળબંધ=નાળ જડનાર
ખરી=જનાવરના પગના તળીઆનું હાડકું
ફેર=તફાવત
ઝુમખો=જથો
ખોંખારે=હણહણે
ભૂકવું=ગધેડાનું બોલવું.
અડીઅલ=અડીજાય એવું; જીદી; હઠીલું.
ઠોઠ=અક્કલ વગરનો
નવાઇ=અચરતી
મહેનતુ=મહેનત કરે એવું
ધીરજવાળું=દુઃખ ખમનાર.
કહ્યાગરૂ=કહ્યા પ્રમાણે ચાલનાર
ટટ્ટુ=નાનો ઘોડો
ખચ્ચર=ગધેડી ને ઘોડાના સંગમથી પેદા થએલો તે
વાળ=નિમાળા

**ઘોડા, ખચ્ચર અને ગધેડાનો મુકાબલો**—ત્રણને બે આંખ, બે કાન, ડોકું, મોં, માથું, પીઠ, પુછડું, અને ચાર પગ હોય છે. ત્રણેનું મોં લાંબુ હોય છે. ત્રણેના શરીરપર ટુંકા વાળ છે; પગને તળીએ ગોળ દાબડા છે. ઘોડા અને ખચ્ચરના ડોકપર કેશવાળી હોય છે. ઘોડા ને ખચ્ચરના પુછડાપર મોટા લાંબા વાળ આખે પુછડે હોય છે. ખચ્ચર ને ગધેડાના કાન મોટા હોય છે. ગધેડા કરતાં ખચ્ચર મોટું, ને ખચ્ચર કરતાં ઘોડો મોટો હોય છે.

**પાઠ ૫૭ મો.**

ગોકળગાય=પરમેશ્વરની ગાય.
વાનાં=વસ્તુ
ધડ=ઓચાથી પગ સુધીનો બધો ભાગ
ડોકું=ધડની ઉપરનો ભાગ
તાળવું=મોઢાની અંદરનો ઉપલો ભાગ
ભવાં=ભમર; આંખ ઉપરના કમાનદાર વાળ.
પોપચું=આંખનું ઢાંકણું
ખાળે છે=અટકાવે છે.
છેડો=નાકું
મૂળ=શરૂઆત
ગળું=ઓચીની પછવાડેનો ભાગ.
વચલે ગાળે=વચ્ચોવચ
કેડ=કમર
ઢીંચણ=ઘુંટણ

**શરીર વિષે**—શરીરના મુખ્ય બે ભાગ ડોકું ને ધડ છે. ડોકામાં માથું, (માથા ઉપરનો ભાગ ખોપરી કહેવાય છે તે પર વાળ ઉગે છે.) કપાળ, લમણાં, કાન, આંખ, નાક, મોઢું. મોઢાની અંદર જીભ, દાંત અને તાળવું છે. ગાલ, ગળું, બોચી, દાઢી અને હડપચી છે. ધડમાં બે હાથ, ખભા, બગલ, છાતી, પેટ, ડુંટી, પેઢું, કેડ, વાંસો, બે પગ, જાંઘ, ઢીંચણ, નળો, પાટલી, તળીઉં, એડી, અને ઘુંટી છે.

**પાઠ ૫૮ મો.**

આકાર=ઘાટ
ફીકર=ચીંતા
ધબાકો=અવાજો
જ્ઞાન=સમજ

**સવાલ**—ઇંદ્રિયો કોને કહેવી? ઇંદ્રિયો કેટલી છે ને તે કઇ કઇ? આંખ, કાન, જીભ અને ચામડીનો ઉપયોગ કહો. આંખ વડે પદાર્થના કયા કયા ગુણ જાણી શકાય? જ. રંગ, આકાર અને ચળકાટ. હાથ વડે પદાર્થના કયા કયા ગુણ જાણી શકાય ? જ. ભારે કે હલકું; પોચું કે કઠણ: લીસું કે ખરબચડું, ટાઢું કે ઉનું; અને આકાર. કાન, નાક, અને જીભ વડે પદાર્થના કયા ગુણ જણાય ? નાક વડે વાસ; કાન વડે અવાજ અથવા રણકો; જીભવડે સ્વાદ.

**પાઠ ૫૯ મો.**

રંગરેજ=રંગારો.
છુટ્ટી=રજા
મૂળરંગ=લાલ પીળો અને વાદળી રંગ
ઝાંખાં=તેજ વગરનાં
સેલાં=દોપટ્ટા
સાલ્લો=બાયડીને પહેરવાનું સુતરાઉ લુગડું
ગળીનો રંગ=કાળો રંગ
વત્તા=વધારે
ખુલતા=બહાર પડતાં

**સવાલ**—રંગરેજ શું કામ કરે છે? મૂળ રંગ ગણાવો. કીરમજી રંગ બનાવવાની રીત કહો. કીરમજી રંગથી કયા કયા લુગડાં રંગાય છે? કેશરીઓ રંગ શી રીતે બનાવવો? કેસરીઓ રંગ કહેવાનું કારણ શું ? લીલો, નારંગી, તપખીરી અને કત્થાઇ રંગ શી શી રીતે બનાવવો ? ધોળા રંગમાં થોડો કાળો રંગ મેળવીએ તો કયો રંગ બને? ઝાંખો ભુરો રંગ શી રીતે બને ? ખુલતો વાદળી રંગ બનાવો. ગુલાબી શું શું મેળવીને બનાવે છે ? મૂળ રંગ પરથી બીજા રંગો શી રીતે બનાવે છે ?

**પાઠ ૬૦ મો.**

ઉઘાડો=નાગો; લુગડાં પહેર્યા વગરનો
કાંતીને=તાર કાઢીને
વણે છે=બનાવે છે.
દોશીવાણીઓ=કાપડીઓ.
છીંટ=તરેહવાળું કપડું
જંગલી=સમજણ વગરના.
છાલ=છોડું
રંગદાર=રંગવાળા
ઢાંકણુ=કવર
રૂવાંટી=ઝીણા વાળ
ગરજ સારે છે=કામ કરે છે.
ભીંગડાં=જાડાં પડ
જામદાની=ઝીણું બુટ્ટાદાર લુગડું
બાસ્તો=સુતરાઉ કપડું
ખાદી=દોટી.

**સવાલ**—લુગડાં પહેરવાથી શો ફાયદો? ઊન એટલે શું? ઊનનું કયું કયું કાપડ બને? ઘેટાને ટાઢ કેમ વાતી નથી? ઊન સિવાય બીજા શેનાં લુગડાં બને છે? રૂ કયાં થાય છે? રૂનાં લુગડાં શી રીતે બને? રૂનાં કયાં કયાં લુગડાં થાય છે? જંગલી લોકો ઊન અને રૂનાં લુગડાં પહેરતાં નથી ત્યારે કેવાં કેવાં લુગડાં પહેરે છે? પશુ પક્ષીને લુગડાં પહેરવાની જરૂર શા માટે પડતી નથી?

## કવિતાની સમજુતી.

### કવિતાની ૧. પાઠ ૨. સવારના પહોરમાં શું શું બને છે તેની હકીકત.

હે! મારા વહાલા દીકરા તું ઊઠ. જંગલમાં પક્ષીઓ બોલે છે. રાત પુરી થઇ ને સવાર પડી, પૂર્વ દિશામાં સુરજ ઊગવાની તૈયારી થવાથી અજવાળું થયું; તેથી જાત જાતના રંગો દેખાય છે અને ઝાડનાં પાંદડાં હાલે છે. માટે હે! મારા વહાલા દીકરા તું ઊઠ. જંગલમાં પક્ષીઓ બોલે છે (૧) મરઘા કુકરેકુક કરે છે અને કાગડા કા કા કરે છે; શોભિતાં મેના, પોપટ અને મોર મીઠા બોલ બોલે છે (ટેક) (૨) સુરજના ઊગવાથી ચંદ્રમાનું અજવાળું ઝાંખું પડયું, અને તારાનો પ્રકાશ દેખાતો બંધ થયો; મતલબ કે તારા દેખાતા નથી. તેથી ચોર લોકો ઝંખવાઇ ગયા અને સંતાઇ જવાને માટે ગલીકુંચી શોધે છે. (ટેક ૩) ભગત ઇશ્વરનું ધ્યાન ધરે છે, અને ગવૈયાઓ ગાયન ગાય છે; ઉદાર માણસો ઘણું દાન આપે છે અને મુલ્લાંજી નિમાજ પઢવાને માટે બૂમ પાડે છે. (ટેક ૪) સુરજ ઉગ્યો તેથી

રાતનું અંધારૂં જતું રહ્યું; ભમરો ગું ગું અવાજ કરી રહ્યો છે, અને કમળના ફૂલની પાંખડીઓ ખીલી છે. (ટેક ૫) જેમ જેમ સુરજનું અજવાળું વધારે વધારે પડતું જાય છે મતલબ કે જેમજેમ દિવસ ચઢતો જાય છે તેમ તેમ માણસો ધંધે વળગવાને માટે હોંસિલા બને છે. પક્ષીઓ આકાશમાં દોડે છે, અને ઢોરો ચારો શોધે છે. (ટેક ૬) ઝાડ, વેલા, ફળ અને ફૂલ એ બધા ભૂલ વગર ધીરે ધીરે ખીલે છે. ઘણાં પક્ષીઓ એકઠા થઇને તાજું અનાજ ખાવાને માટે જાય છે. (ટેક ૭) હે ભાઈ ! તું ખુશી થઇને પરમેશ્વરનું નામ દઇને ઊઠ અને મન દઇને પાઠ વાંચ. એમ મા પોતાના છોકરાને કહે છે. (ટેક ૮)

## કવિતા ૨. પાઠ ૫ મો. સોબત તેવી અસર.

જેને જેવી સોબત તેને તેવીજ અસર થાય; જેને જેવી સોબત તેવોજ પ્યાર તેનામાં આવે. (૧) જેને જેવી સોબત તેના જેવાંજ તે કામ કરશે; જેને જેવી સોબત તેવીજ જગાએ તે જઇને ઉભો રહેશે. (૨) સારી સોબતથી સારો થશે, અને નઠારી સોબતથી નઠારો થશે; સારા મહેતાજીની સોબતથી વિદ્યા ભણે અરે નસીબવાન થાય મતલબ કે સારા ગુણવાળા મહેતાજીના હાથ નીચે કેળવાય તો નસીબવાન થાય (૩)

## કવિતા ૩. પાઠ ૧૦ ફરી ફરીને સારૂં કામ કરવા બાબત.

કરોળીઓ જાળ બનાવતાં ભોંય પર પડી જાય છે, ત્યારે ગભરાય છે અને વગર તૂટેલા (આખા) તાર ઉપર ચઢવાને માટે (ફરીથી) જાય છે. (૧) તેણે (કરોળીઆએ) તાર ઉપર ચઢવાને માટે મહેનત કરવા માંડી; પણ તરત તે નીચે પડયો અને ઉપર ચઢવાના કોઇ ઉપાયમાં ફાવ્યો નહિ. (૨) એવી રીતે (પડતો અને ચઢતો) ફરી ફરીને એ ત્રણ વાર મંડયો રહ્યો તોપણ તેમાં ફાવ્યો નહિ ત્યારે ફરીને ચઢવાને તૈયાર થયો. (૩) હિંમત રાખીને ઉમંગથી તે છઠ્ઠીવાર ચઢવાને મંડયો રહ્યો; તેણે ધીરજ રાખી તેથી તે નક્કી જાળામાં જઇ પહોંચ્યો. (૪) જો કરોળીઆએ ફરી ફરીને કાળજીથી મહેનત નહિ કરી હોત તો પગ તળે છુંદાઇને વગર મોતે મરી જાત. (૫)

એ પ્રમાણે (કરોળીઆની પેઠે) જો માણસો મનમાં કાળજી રાખીને આળસ કાઢી નાખીને મહેનત કરે તો ઘણોજ ફાયદો મેળવે.

**સાર**—સારૂં કામ ફરી ફરીને ઉમંગથી કરવું.

**કવિતા ૪ થી. પાઠ ૧૫ મો. હળીમળીને રહેવા વિષે.**

આપણે બંને જણ ભાઇ અને બેન મળી સંપીને (હળીમળીને) રમીએ તો સુખ થાય અને મજા પડે, પણ જો લડીએ કે કજીઓ કરીએ તો ઘણી દીલગીરી થાય, આબરૂ ઓછી થાય, અને લોકો નઠારૂં બોલે. (૧) હે! જોરાવર બાપ પરમેશ્વર તુ અમને હંમેશાં સંપ આપ; (હળીમળીને રહેવાની બુદ્ધિ આપ) જેથી કરીને અમારા દહાડા સુખમાં જાય અને કોઇ દિવસ જરાપણ કંકાસ થાય નહિ. (૨) છોકરાં હળીમળી રહેતાં હોય અને કોઇ દિવસ કોઈ લડે કે રડે નહિ, તેઓ હળીમળીને રમે, જમે અને ગીતો ગાય તો મા ઘણી ખુશી થાય. (૩) **સાર**—ભાઇબેન સાથે સંપસંપીને ચાલવું.

**કવિતા ૫ મી. પાઠ ૧૭ મો. વગર વિચાર્યું ન કરવા બાબત.**

જે માણસ વિચાર કર્યા વગર કામ કરે છે, તે પાછળથી દીલગીર થાય છે; જુઓ એવાં (વગર વિચારનાં) કામ કરવાથી ઘણાના જીવ જાય છે, (મરી જાય છે.) (૧) **સાર**—ઉતાવળથી વગર વિચારે કામ કરવું નહિ.

**કવિતા ૬ ઠ્ઠી. પાઠ ૨૫ મો. કુહાડી**

નાનો છોકરો બાપની કુહાડી લઈ જોરાવર ડાહ્યો મરદ બન્યો ને જે કંઈ ચીજ જુએ તે ઘા મારીને કાપે, એમ રમતો ગામને પાદરે તળાવપર ગયો. (૧) ત્યાં (તળાવમાં) માછલાંએ જરા પાણી હલાવ્યું, તેથી છોકરાએ પાણીની અંદર કંઇક જોયું, એટલે છોકરો મનમાં બીધો, તેથી કુહાડી પાણીમાં પડી ગઈ; તે વખતે તે

બહુ ધાંટો પાડીને રડયો. (૨) હંમેશાં પાણીમાં આમ તેમ ડોલ્યાં કરતાં અને અંદર સમાઇ જતાં એવાં દયાળુ દેવી માતા છોકરાનો અવાજ સાંભળીને ( પાણી ઉપર ) આવ્યાં, દેવી બોલી કે આ રૂપાની કુહાડી લે પણ છોકરો કહે છે કે હે ! માતા, મારી કુહાડી એવી નથી. (૩) બીજી વખત સોનાની કુહાડી લાવીને બતાવી ત્યારે માથું ધુણાવીને ( ના કહીને ) છોકરો કહે છે કે એ પણ મારી નથી મને તો મારી કુહાડી ઘણી ગમે છે. માટે હે ! દયાળુ માજી, તમે પાણીમાંથી મારી કુહાડી કાઢી આપો. (૪) દેવીએ કુહાડી કાઢી આપી અને છોકરા સાથે બોલ્યાં ( છોકરાને કહ્યું ) કે તને સુખ અને દોલત મળજો, અને પરમેશ્વરની મહેરબાની થજો. **સાર—સાચું બોલવું.**

**કવિતા ૭ મી. પાઠ ૩૪ મો. પરમેશ્વરની મોટાઇ.**

જગતના બનાવનાર ( પરમેશ્વરે ) આ દુનિયામાં ઘણીજ સારી બનાવટ કરી છે. તેણે આ દુનિયામાં નાના મોટા એમ ઘણી જાતના જીવો બનાવ્યા છે. (૧) તરેહવાર રંગના ખીલતા ફૂલો, ગાયન ગાતાં પક્ષીઓ અને સારા રંગવડે શોભતાં ઝાડનાં પાંદડાં તથા પક્ષીની પાંખો તેણે બનાવ્યાં છે. (૨) વળી પરમેશ્વરે મોટા મોટા પહાડો, ભેખડો, દરીઆ, નદી, ઓવારા અથવા પહાડમાંથી જવા આવવાના રસ્તા, શહેર અને જંગલના રસ્તા વગેરેની આવી શોભિતી બનાવટ બનાવી છે. (૩) શિઆળામાં ટડો પવન સારી ઠંડક આપે છે, અને ઉનાળામાં સુરજનો તાપ નક્કી ઘણો પડે છે. (૪) ચોમાસાની ઋતુમાં વરસાદ વરસે છે, ઝાડો પર ફળો લટકતાં દેખાય છે, અને મોરનો મીઠો અવાજ સંભળાય છે. (૫) અજવાળીઆમાં ચંદ્રનું અજવાળું આનંદ આપે છે, અને અંધારીઆમાં તારાના પ્રકાશનો

રંગ શોભિતો દેખાય છે. (૬) રમવાને અને મોજ ભોગવવાને માટે મોટાં મેદાનો બનાવ્યાં છે, વળી પાણીમાંના વેલા અને તેનાં પાંદડાં કેવાં તરે છે! (૭) હે પરમેશ્વર, તેં જોવાને માટે આંખ આપી છે, સાંભળવાને માટે કાન આપ્યા છે, અને બોલવાને માટે જીભ આપી એ સારૂં કર્યું છે. (૮) વળી દાંત આપ્યા તેની સાથે ખાવાનો ખોરાક આપીને આપણાપર બહુ ઉપકાર કર્યો છે; હે! પેદા કરનાર (પરમેશ્વર) તે જે જુક્તિ કરી છે તે સમજી શકાય તેમ નથી. (૯) **સાર**—પરમેશ્વરે માણસ જાતના સુખને માટે દુનિયામાં બધી વસ્તુઓ બનાવી છે, તેનો પાડ વાળવા માટે દરરોજ તેની ભક્તિ કરવી.

## કવિતા ૮ મી. પાઠ ૩૫ મો. પાનખર ઋતુ (વસંત ઋતુ)માં શું શું બને છે તેની હકીકત.

મોટા વડના ઝાડ પર પથરાએલા વેલા તે જાણે તંબુ ઉભો કર્યો હોયની! એવું દેખાય છે, તંબુપર જેમ ધજા વાવટા ફરકતા હોય તેમ કેળ, નાળિએરી અને તાડનાં ઝાડ તે ધજાને વાવટા જેવાં જણાય છે. (૧) ઝાડનાં પીળાં અને પાકાં પાંદડાં હોય તે ખરીને જમીનપર પડે છે, પછી ઝાડને નવાં પાંદડાં આવે છે તેથી ઝાડ શોભિતાં દેખાય છે. (૨) વસંત ઋતુમાં જુનાં પાંદડાં પાકાં થવાથી ખરી પડે છે અને તેને બદલે નવાં પાંદડાં ફુટી નીકળે છે, કોયલ મધુર શબ્દ બોલે છે; તીતર, કબુતર અને બીજાં ઘણાં પક્ષીઓ સારા રાગથી ગાય છે, અને સારી રીતે નાચે છે. ( ૩ ) લોકો કેસુડાંના ફૂલનો (કસુંડો) રંગ ધોળીને હોળી રમે છે, એટલે રંગની એક બીજા પર પીચકારી મારે છે, બાગમાં ફુઆરા ઉડાડે છે, અને બજારો તથા ચોકમાં પાણી છાંટે છે. મતલબ કે પાણીનો

છંટકાવ કરે છે. (૪) ભમરાઓ ગું ગું અવાજ કરે છે. અને ઝાડો પર તરેહવાર ઘણા રંગો દેખાય છે; આંબા ઉપર મોર આવવાથી તે શોભે છે, અને ચોતરફ ચાંદની શોભી રહે છે. (૫) માણસો લહેજતથી (ખુશીથી) શિખંડ ખાય છે અને ઠંડું પાણી પીએ છે. પશ્ચિમ અને દક્ષિણ તરફના પવનથી શરીર સુખી રહે છે. પશ્ચિમ અને દક્ષિણમાં દરીઓ હોવાથી પવન ઠંડો આવે છે.

**કવિતા ૯ મી. પાઠ ૪૭ મો ખેડુત વિષે**

અરે! ખેતી કરનાર, તું ખરેખર જગતનો બાપ ગણાયો છે. કારણ કે તું ખેતી કરે છે તેથી બધા પ્રાણીને ખોરાક મળે છે, આ આખી દુનિયાનું પોષણ કરનાર પણ તુંજ જણાય છે. (૧) તું કપાસ, ફળ, ફૂલ, ઘાસ અને અનાજ પકવે છે; તોજ બધાં પ્રાણીઓ અનાજ ખાય છે અને માણસો ખુશીથી કપડાં પહેરે છે. (૨) તું વરસાદને તડકો વેઠે છે અને વળી ઘણી મહેનત કરે છે. તેથી તું શરીરે જબરો બને છે અને હંમેશાં સંતોષથી ફરે છે એટલે સંતોષી રહે છે. (૩) ખેતી નક્કી સૌથી સારી છે, વળી તે પારકાના પર ઉપકાર કરનારી છે; તું કાળજીથી ખેતી કરે છે અને જગતને સારી શિખામણ આપે છે, કે તમે મારી પેઠે મહેનત કરશો તો જબરા, સંતોષી અને પારકાનું ભલું કરનારા થશો. (૪) કહેવત છે કે "ઉત્તમ ખેતી, મધ્યમ વ્યાપાર, નઠ્ઠટ નોકરી, નિદાન ભિખ, એટલું ન આવડે તો દલાલી કરતાં શીખ."

**કવિતા ૧૦ મી. પાઠ ૫૨ મો. મધમાખી વિષે.**

હે! મધમાખી, તું મહેનતુ છે, અને વળી કારીગીરીની નિશાળ છે, (કારીગીરીની નિશાળ કહેવાનું કારણ એ કે મધપુડાના

ખાના જેવી કારીગરી માણસથી પણ બરાબર થઇ શકે નહિ.) મનને મોહ પમાડે એવો મધપુડો બનાવે છે, અને તરતજ તેમાં રસ મૂકે છે. (૧) મીઠું મધ ચૂશી લઇને તું મીણ બનાવે છે, તેથી (મધ અને મીણથી) ઘણાં કામ થાય છે અને તે ઘણોજ ફાયદો કરે છે. (૨) તું નાનું સરખું જીવડું છે, પણ મોટું (ઉપયોગી) કામ કરતું જણાય છે. વળી તું ડાહીને ચોકખી દેખાય છે, તેથી તારૂં જોઇને બધા ડાહ્યા માણસો આળસ છોડી દે છે. (૩) કીડી, કરોળીઆ અને મકોડા વગેરે જે મહેનતુ જીવડાં કહેવાય છે. તેમાં પણ તુંજ વખણાય છે. મતલબ કે એ બધાં જીવડાં કરતાં તું વધારે મહેનત કરે છે. **સાર**—માણસે ઉદ્યોગી ને હુન્નરી થવું.

## ભૂગોળની શરૂઆત.



(૩૮) બીજા ધોરણ માટે પદાર્થપાઠ ભા. ર જો. પાંચ આના.

**દિશા**—(સ. ૧) દિશા કેટલી છે ? ઉ. ચાર. (સ. ૨) દિશાનાં નામ દો. ઉ. ઉત્તર, દક્ષિણ, પૂર્વ, પશ્ચિમ. (સ. ૩) દિશા શા ઉપરથી જાણી શકશો ? ઉ. સુરજ ઉપરથી. (સ. ૪) સુરજપરથી દિશા ઓળખવાની રીત બોલો. ઉ. જે દિશામાં સુરજ ઊગે તે પૂર્વ; આથમે તે પશ્ચિમ; સુરજ સામું મોં કરી ઉભા રહેવાથી ડાબા હાથ તરફની ઉત્તર અને જમણા હાથ તરફની દક્ષિણ. (સ. ૫) સુરજ બીલકુલ ન દેખાય તો શા વડે દિશા પારખશો ? ઉ. ધ્રુવના તારા ઉપરથી. (સ. ૬) ધ્રુવના તારા ઉપરથી દિશા જાણવાની રીત બોલો. ઉ. ધ્રુવનો તારો હંમેશાં ઉત્તર દિશામાં ઊગે છે માટે એ તારા તરફની ઉત્તર, તેની સામેની દક્ષિણ; જમણા હાથપર પૂર્વ ને ડાબા હાથપર પશ્ચિમ. (સ. ૭) જે ધ્રુવના તારાને નહિ ઓળખતા હોય તો તેને માટે બીજું સાધન છે ? ઉ. હોકાયંત્ર. (સ. ૮) હોકાયંત્રપરથી કઈ દિશા જાણી શકાય ? ઉ. ઉત્તર દિશા. (એની સોય હંમેશાં ઉત્તર દિશાપર રહે છે) (સ. ૯) દિશા જાણવાથી શું ફાયદો ? ઉ. ફલાણી જગાથી ફલાણી જગો કઇ દિશાએ અથવા અમુક સ્થળથી અમુક સ્થળ કઇ દિશામાં આવે તે માલમ પડે છે. (સ. ૧૦) નકશાની દિશા શી રીતે જાણવી ? ઉ. નકશા સામું મોં કરી ઉભા રહીએ તો માથા તરફની ઉત્તર; પગ તરફની દક્ષિણ, જમણા હાથ તરફની પૂર્વ અને ડાબા હાથ તરફની પશ્ચિમ. સૂચના–ચિત્રમાં નકશાની દિશા બતાવી છે.

**ખુણા**—(પ્ર. ૧) ખુણા કેટલા છે ? ઉ. ચાર. (પ્ર. ૨) ખુણાનાં નામ બોલો. ઉ. અગ્નિ, નૈઋર્ત્ય, વાયવ્ય, ઇશાન. (પ્ર. ૩) ખુણા પારખવાની રીત બોલો. ઉ. પૂર્વ ને દક્ષિણ વચ્ચે અગ્નિ, દક્ષિણ ને પશ્ચિમ વચ્ચે નૈઋર્ત્ય, પશ્ચિમ ને ઉત્તર વચ્ચે વાયવ્ય અને ઉત્તર ને પૂર્વ વચ્ચે ઇશાન.

## રાજકીય ભૂગોળ.

**મહેસુલી ખાતું**—(પ્ર. ૧) મહેસુલીખાતું શું કામ કરે છે? ઉ. જમીનની મહેસુલ ઉઘરાવી તેનો હિસાબ રાખે છે. (પ્ર. ૨) ગામની મહેસુલ ઉઘરાવનારને શું કહે છે? ઉ. તલાટી. (પ્ર. ૩) તલાટીને મદદ કરનાર કોણ હોય છે? ઉ, મુખી. (પ્ર. ૪) તલાટી ને મુખીના ઉપરીને શું કહે છે? ઉ. મામલતદાર. (પ્ર. ૫) મામલતદાર માજીસ્ટ્રેટ કયારે કહેવાય? ઉ. ઇન્સાફનું કામ કરે છે ત્યારે. (પ્ર. ૬) મામલતદારપર કોણ દેખરેખ રાખે છે? ઉ. આસિસ્ટંટ કલેકટર અને ડેપ્યુટી કલેકટર. (પ્ર. ૭) અસિસ્ટંટ કલેકટર અને ડેપ્યુટી કલેકટરના ઉપરીને શું કહે છે? ઉ. કલેકટર. (પ્ર. ૮) કલેકટર શું કામ કરે છે? ઉ. મહેસુલી, પોલિસ, મ્યુનિસિપાલ, ઇસ્પિતાલ, બાંધકામ વગેરે ખાતાપર દેખરેખ રાખે છે. (પ્ર. ૯) કલેકટર ઇન્સાફનું કામ કરે ત્યારે એ કયા અધિકારી કહેવાય? ઉ. ડિસ્ટ્રિક્ટ માજિસ્ટ્રેટ. (પ્ર. ૧૦) કલેકટરને પોલિટિકલ એજંટ કયારે કહે છે? ઉ. જ્યારે દેશી રાજ્યો સંબંધી કામકાજપર દેખરેખ રાખવાનું કામ કરે છે ત્યારે.

**પોલિસ ખાતું**—(પ્ર. ૧) પોલિસખાતું શું કામ કરે છે? ઉ. લોકોના જાનમાલનું રક્ષણ કરે છે. (પ્ર. ૨) ગામડામાં પોલિસ અધિકારી કોણ છે? ઉ. પોલિસ પટેલ, મુખી. (પ્ર. ૩) તાલુકાના પોલિસના ઉપરીને શું કહે છે? ઉ. ફોજદાર. (પ્ર. ૪) ફોજદારપર કોણ દેખરેખ રાખે છે? ઉ. ડિસ્ટ્રિક્ટ પોલિસ ઇન્સ્પેકટર. (પ્ર. ૫) ફોજદાર અને ડિસ્ટ્રિક્ટ પોલિસ ઇન્સ્પેકટરના ઉપરીને શું કહે છે? ઉ. પોલિસ સુપ્રિન્ટેન્ડન્ટ.

**દિવાની ખાતું**—(પ્ર. ૧) દિવાની ખાતું શું કામ કરે છે? ઉ. લેણદેણનો ઇન્સાફ કરે છે. (પ્ર. ૨) શહેરના રૂ. ૫૦૦)ની અંદર:

(૪૦) બીજા ધોરણુ માટે પદાર્થપાઠ ભા. ૨ જો પાંચ આના.

લેણુદેણુનો ઇન્સાફ કરનારી કઇ કોર્ટ છે અને તેના ઉપરીને શું કહે છે ? ઉ. સ્મોલકોઝ કોર્ટ અને તેના ઉપરીને સ્મોલકોઝ જજ કહે છે? (પ્ર. ૩) તાલુકામાં લેણુદેણુનો ઇન્સાફ કરવાને કઈ કોર્ટ છે ? અને તેના ઉપરીને શું કહે છે ? ઉ. સેકન્ડ કલાસ સબજજ કોર્ટ અને તેના ઉપરીને સબજજ (મુનસફ) સાહેબ કહે છે. (પ્ર. ૪) શહેરમાં સબજજ કોર્ટો કેટલી છે ? ઉ. ફર્સ્ટકલાસ અને સેકન્ડકલામ (પ્ર. ૫) જિલ્લામાં ઇન્સાફ કરનાર મુખ્ય અધિકારી કોણુ છે ને તે શું કામ કરે છે ? ઉ. ડિસ્ટ્રિકટજજ. તેઓ લેણુદેણુ સંબંધી ભારે દાવા ચુકવે છે. (પ્ર. ૬) ડિસ્ટ્રિકટ જજના હાથ નીચે એ ખાતાના કયા કયા અધિકારી છે ? ઉ. સ્મોલકોજ જડજ અને સબજજ.

**વૈદક ખાતું**—(પ્ર. ૧) વૈદક ખાતું શું કામ કરે છે ? ઉ. માંદા માણુસની માવજત કરે છે તથા તેમને દવા આપે છે. (પ્ર. ૨) મોટા તાલુકાઓમાં વૈદક અધિકારી કોણુ હોય છે ? ઉ. હોસ્પિતાલ આસિસ્ટંટો. (પ્ર. ૩) હોસ્પિતાલ આસિસ્ટંટના હાથ નીચે કોણુ હોય છે ? ઉ. કંપાઉન્ડર (દવા આપનાર) (પ્ર. ૪) હોસ્પિતાલ આસિસ્ટંટના ઉપરી કોણુ અને તેઓ કયાં રહે છે ? ઉ. સીવીલ સર્જન, જે જિલ્લાના મુખ્ય શહેરમાં રહે છે.

**જાહેર બાંધકામ ખાતું**—(પ્ર. ૧) જાહેર બાંધકામ ખાતું શુ શું કામ કરે છે ? ઉ. સરકારી મકાનો, રસ્તા, પૂલો અને સડકો વગેરે બાંધે છે, તેમજ સમરાવે છે. (પ્ર. ૨) એ ખાતા તરફથી તાલુકામાં કોણુ હોય છે ? ઉ. ઓવરસીઅર. (પ્ર. ૩) ઓવરસીઅરના ઉપરીને શું કહે છે ? ઉ. એક્ઝિકયુટિવ ઈજનેર.

**કેળવણી ખાતું**—(પ્ર. ૧) આસિસ્ટંટ માસ્તરના ઉપરીને શું કહે છે ? ઉ. મહેતાજી (પ્ર. ૨) નિશાળોની તપાસ રાખવા માટે જિલ્લામાં કોણ છે ? ઉ. ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર. (પ્ર. ૩) ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટરને મદદ કરનાર કોણ ? ઉ. આસિ. ડે. એ. ઇન્સ્પેકટરો અને તાલુકામાસ્તરો.

**મ્યુનિસિપાલ ખાતું**—(પ્ર. ૧) મ્યુનિસિપાલીટી શું શું કામ કરે છે ? ઉ. રસ્તા સાફ રાખવાનું, દીવાબત્તી સળગાવવાનું, સડકો પર પાણી છાંટવાનું, લોકોની સુખાકારી સંભાળવાનું, શરૂઆતની કેળવણી આપવાનું વગેરે. (પ્ર. ૨) મ્યુનિસિપાલીટીનો ખરચ શાથી નભે છે ? ઉ. જકાત, બજારવેરો, ઘરવેરો, નળવેરો વગેરેથી. (પ્ર. ૩) મ્યુનિસિપાલીટી કયા ગામમાં હોય અને કયા ગામમાં ન હોય ? ઉ. પાંચ હજાર કરતાં વધારે માણસની વસ્તી હોય ત્યાં મ્યુનિસિપાલીટી હોય અને એથી ઓછી વસ્તી હોય ત્યાં ન હોય. (પ્ર. ૪) મ્યુનિસિપાલીટીનો કારભાર કોણ ચલાવે છે ? ઉ. સરકાર તરફથી નિમાયલા અને પ્રજા તરફથી ચુંટી કઢાયલા સભાસદો. (પ્ર. ૫) એ સભાસદો શા નામથી ઓળખાય છે ? ઉ. કમિશનર. (પ્ર. ૬) મ્યુનિસિપાલીટીમાં સૌથી ઉપરી કોણ અને તેને મદદ કરવાને કોણ કોણ હોય છે ? ઉ. પ્રેસિડન્ટ અને તેને મદદ કરવાને કમિશનર અથવા ચીફ ઓફિસર સેક્રેટરી, ઇન્સ્પેક્ટરો ને કારકુનો વગેરે.

**લોકલફંડ ખાતું**—(પ્ર. ૧) લોકલફંડ ખાતું શું શું કામ કરે છે ? ઉ. કુવા, તળાવ, રસ્તા, વગેરે બંધાવવાનું, તથા સમરાવવાનું અને કેળવણી આપવાનું. (પ્ર. ૨) લોકલફંડ ખાતાનો ખરચ શી રીતે ચાલે છે ? ઉ. સરકાર જમીન ઉપર જે મહેસુલ લે છે. તે

પર દર રૂપીએ એક આનો લોકલફંડનો વધારો લે છે તેમાંથી ચાલે છે. (પ્ર. ૩) લોકલફંડનો વહીવટ કરનાર મંડળને શું કહે છે? ઉ. લોકલબોર્ડ. (પ્ર. ૪) લોકલફંડનો હિસાબ રાખનાર અધિકારીને શું કહે છે? ઉ. લોકલફંડ કલાર્ક.

**પોસ્ટ ખાતું**—(પ્ર. ૧) પોસ્ટખાતું શું કામ કરે છે? ઉ. કાગળો, બેંગીઓ, પારસલો તથા પૈસા એક ગામથી બીજે ગામ લઇ જવા લાવવાનું તથા પૈસા સાચવી તેનું વ્યાજ આપવાનું કામ કરે છે. (પ્ર. ૨) પોસ્ટ ઓફિસના ઉપરીને શું કહે છે? ઉ. પોસ્ટ માસ્તર (પ્ર. ૩) પોસ્ટ માસ્તરને મદદ કરનાર કોણ કોણ હોય છે? ઉ. ડેપ્યુટી પોસ્ટ માસ્તર, કારકુન, સિપાઇ, ટપાલી.

**પરચુરણ**—ઉપર સિવાય તારખાતું. જંગલખાતું, સરવૈખાતું, એગ્રિકલચરખાતું, આબકારીખાતું, કસ્ટમખાતું, નીકમ ખાતું, શીતળા ખાતું, રજીસ્ટર ખાતું વગેરે ઘણાં ખાતાં છે.

**સ્થાનિક પેદાસ**—ગામમાં કે શહેરમાં કે જિલ્લામાં મુખ્ય પાક થતો હોય તે.

**પરદેશ જતી ચીજો**—જે વસ્તુની નીપજ ઘણી થાય તે વસ્તુ પરદેશ જતી ચીજોમાં ગણવી.

**પરદેશથી આવતી ચીજો**—ગામ શહેર કે જિલ્લા પ્રમાણે લોખંડ કામ, કાચ, કાપડ, ઇમારતી લાકડાં વગેરે આવતી ચીજો ગણવી.

## વ્યાખ્યા.

**શેરી**—સામસામી ઘરોની હાર હોય તે.

**મહોલ્લો**—ઘણી શેરી મળીને થએલો ભાગ.

**પરૂં**—શહેરનો પાછળથી વધલો ભાગ.

**ગામ**—નાનાં નાનાં ઘણું ઘરની વસ્તી હોય તે.

**કસ્બો**—તાલુકાનું સૌથી મોટું ગામ. જેમાં ૫૦૦૦ કરતાં વધારે માણસની વસ્તી હોય તે.

**શહેર**—સારાં મોટાં બજારો, છાબંધ અને હારબંધ ઘણાં ઘરો હોય તે.

**તાલુકો**—ઘણાં ગામો મળીને થએલો ભાગ, જે મામલતદારના તાબામાં હોય છે તે.

**જિલ્લો**—કલેકટરના તાબાનો મુલક કે જેમાં ઘણા તાલુકા આવેલા હોય છે તે.

**બંદર**—નદી કે દરીઆ કાંઠે આવેલું શહેર કે જ્યાંથી ઘણો માલ વહાણ મારફતે આવ જા થતો હોય તે.

**એજન્સિ**—દેશી રાજાનો મુલક કે જે પોલિટિકલ એજંટના તાબામાં હોય છે તે.

**પોલિટિકલ એજંટ**—દેશી રાજ્યપર દેખરેખ રાખનાર સરકારી અધિકારી.

**તળાવ**—જેની ચારે બાજુ જમીન ને વચ્ચે પાણી હોય તે.

**બેટ**—જેની ચારે બાજુ પાણી ને વચ્ચે જમીન હોય તે.

**પહાડ**—જે ઘણા ઉંચા તથા લાંબા પહોળા ટેકરા મળી થએલો હોય તે.

**નદી**—મીઠા પાણીનો રેલો પર્વત અથવા સરોવરમાંથી નીકળીને નિચાણ જગાપર થઇ મોટી નદી અથવા દરીઆને મળે છે તે.

**સમુદ્ર**—ખારા પાણીનો ભાગ, આગબોટ વગેરેનો માલ લાવવા લઇ જવાનો ધોરી રસ્તો, કે નદીને મળવાનું ઠેકાણું.

**મીઠબંદર**—મીઠું પકવવાને મુકરર કરેલી જગ્યા.

(**હવાખાવાનું ઠેકાણું**—જે જગાપર ખારી ને ખુલ્લી હવા હોય તે..

અથવા ડુંગરાવાળી જગ્યા કે જ્યાં ચોકખી ને ઠંડી હવા આવે છે.

**તીર્થસ્થળ**—(જાત્રાનાં ઠેકાણાં) કે જેનું મહાત્મ્ય ઘણે દૂર સુધી જણાતું હોય અને પુષ્કળ જાત્રાળુ આવતા હોય તે જગ્યા.

**ડ્રિલ માટે આપેલી સૂચના પહેલી ચોપડીના અર્થમાં જુઓ.**

## ડમ્બેલ્સની ડ્રિલ.

દરેક રમત ૧૧ સુધી કરાવવી બારે ડમ્બેલ્સ પહેલાં મૂકેલા હતા તે પ્રમાણે મુકાવી દેવડાવવા.

**હેતુ**—છાતી તથા હાથના સ્નાયુ ખીલવવાનો.

**રમત ૧૧)** (૧) જમણો હાથ ઉંચો (૨) જમણા હાથની મુઠ્ઠી મોં તરફ લઈ ફેરવીને જમણો હાથ ઉંચો રાખવો.

**રમત ૧૨)** (૧) ડાબો હાથ ઉંચો (૨) ડાબા હાથની મુઠ્ઠી મોં તરફથી લઇ ફેરવીને ડાબો હાથ ઉંચો રાખવો.

**રમત ૧૩)** (૧) જમણો હાથ ઉંચો (૨) જમણો હાથ માથા પાછળથી લઇ ફેરવીને ઉંચો રાખવો.

**રમત ૧૪)** (૧) ડાબો હાથ ઉંચો (૨) ડાબો હાથ માથા પાછળથી લઇ ફેરવીને ઉંચો રાખવો.

**રમત ૧૫)** બેઉ હાથ ઉંચા રાખવા. (૧) જમણા હાથની મુઠ્ઠી મોં તરફથી લઈ ફેરવી જમણો હાથ ઉંચો રાખવો. (૨) ડાબાહાથની મુઠ્ઠી મોં તરફથી લઇ ફેરવીને ડાબો હાથ ઉંચો રાખવો.

**રમત ૧૬)** બેઉ હાથ ઉંચા રાખવા. ૧) જમણો હાથ માથા પાછળથી લઇ ફેરવીને ઉંચો રાખવો. ૨) ડાબો હાથ માથા પાછળથી લઈ ફેરવીને ઉંચો રાખવો.

**રમત ૧૭)** બેઉ હાથ ઉંચા. ૧) જમણો હાથ માથા ઉપરથી

મોં તરફથી લઇ ફેરવીને ઉંચો રાખવો. ૨) ડાબો હાથ માથા ઉપરથી મોં તરફથી લઇ ફેરવીને ઉંચો રાખવો.

રમત ૧૮ ૧) બેઉ હાથ સામા લાંબા મુઠીઓ જમીન તરફ. ૨) બેઉ હાથ બગલ આગળ લાવવા કોણીઓ પાછલી તરફ.

રમત ૧૯ ૧) બેઉ હાથ સામા લાંબા મુઠીઓ જમીન તરફ ૨) હાથ પાછળ લાંબા મુઠીઓ આકાશ તરફ.

રમત ૨૦ બે પગ વચ્ચે એક ફુટનું અંતર રાખવું. ૧) બેઉ હાથ ઉંચા. ૨) બેઉ હાથ પગનાં આગળાં આગળ.

## પાઠવાર જોડાક્ષર તથા અઘરા શબ્દો.

| | | | | |
|---|---|---|---|---|
| પરમેશ્વર | વટેમાર્ગુ | ભક્તિ | ધર્મશાળા | પૃથ્વી |
| બતાવ્યું | બાંધ્યું | ચંદ્રમા | સરજ્યાં | ચંદ્ર |
| ધ્યાન | રહો | પ્રભુ | પર્વ | શ્રાવણ |
| વસ્ત્ર | ત્રીસ | ચૈત્ર | કાઢયો | દ્રાક્ષ |
| રસ્તે | મળ્યો | ચાલ્યાં | પિત્તળ | લક્કડ |
| દોસ્ત | ભાગ્યશાળી | કૂકડ | સજ્જડ | પ્રેમ |
| ડાહ્યો | કહ્યું | પૂછયું | ત્રણે | મહીના |
| ઝાલ્યો | વિદ્યા | મસ્તી | પુત્ર | શીખ્યો |
| વિચાર્યું | ચઢયું | પહોંચાડયો | માર્યો | જક્કી |
| બચ્યું | પ્રાણી | અજાણ્યું | સમજાવ્યું | ઉંઘ્યા |
| ફાવ્યો | પહોંચ્યું | માંડયું | આણ્યું | પસ્તાયો |
| મુદ્દલ | ઊઠયો. | કર્યો | પહેર્યો | બીડયો |

(૪૬) બીજા ધોરણ માટે પદાર્થપાઠ ભા. ૨. પાંચ આના.

| | | | | |
|---|---|---|---|---|
| છરી | યત્ન | ચકભિલ્લુ | ચક્કર | કચ્છ |
| પ્રમાણે | ઠર્યા | કિલ્લો | ઉઠાડયો | દઢ |
| મિત્ર | બોલ્યો | જામ્યો | પાળ્યું | અર્ધું |
| ધાન્ય | ભાંગ્યું | દોડયો | દાબ્યો | કલેશ |
| કદ્દા | ભાંગ્યો | રામચંદ્રજી | શ્રીરામ | કૌશલ્યા |
| પ્રધાન | જંત્ર | દર્પણ | નિંદ્દ | ઇચ્છા |
| ધર્યા | માર્યા | ગણકાર્યું | સર્વ | વળ્યું |
| મંગાવ્યા | ગુસ્સો | વિદ્યાર્થીઓ | મૂર્ખ | ભક્ત |
| ઇશ્વર | નાખ્યું | માર્યો | પસ્તાઇ | ગાર્ડ |
| કેળવ્યો | સ્ટેશન | સોંપ્યો | પાળ્યો | નવાડયો |
| ત્રીજાએ | જણાવ્યું | બ્રાહ્મણ | ફેંકયું | સાંભળ્યો |
| ચોકખું | જડયું | ગુમાવ્યું | ઉંચકયો | ખુલ્લું |
| બગાડયું | ડર્યો | નિહાળ્યું | હુલાવ્યું | ભુખ્યા |
| લજવ્યું | વળ્યું | ઝાલ્યું | ભર્યાં | ભઠ્ઠી |
| રડયુંખડયું | આપકર્મી | બાપકર્મી | પ્રાર્થના | તીર્થ |
| દુશ્મન | પરણાવ્યો | છોડયું | મધ્યમાં | લશ્કર |
| ફેંકયો | ભેટયો | ચર્યો | ફુલાવ્યું | હમેશાં |
| ભૂલ્યો | ધ્રૂજતો | ધ્રૂજે | પહેર્યાં | સ્ત્રી |
| જડયો | પુષ્કળ | સરજાવ્યાં | સૂર્ય | પલ્લવ |
| સ્હાય. | વનસ્પતિ | પશ્ચિમ | ઉત્તર | માસ્તર |
| સ્લેટ. | વિજ્યા | ભુસી | વચ્ચે | શીખ્યો |

| | | | | |
|---|---|---|---|---|
| શુકાવ્યું | ક્યારડા | વર્ગ | વળ્યા | લટ્ટુ |
| ઇશ્વરલાલ | બતાવ્યું | બંદોબસ્ત | ડાક્તર | ખેડયું |
| લક્ષ્મણ | નિર્દય | છિદ્રો | સિક્કા | અત્તર |
| ઊગ્યું | ગુચ્છો | ટટ્ટુ | ઉત્તમ | અન્ન |
| કુક્કર | તત્કાળ | ઉદ્યોગ | વસ્તુ | પ્રીતિ |
| ટટ્ટી | નક્કર | સ્વાદ | છુટ્ટી | વત્તા |
| બાસ્તો | કરાવ્યાં | ગવૈયા | તિથિ | પખવાડીઆં |
| સરૈયા | નિશાન | અટકચાળાં | ઓસડવેસડ | શિકારી |
| અભાગીઉં | વિઆય | ગાંધતો | રિસાળ | ઢોંગ |
| ભાગ્યે | પાટલુન | અનંત | નિરાધાર | ભૂલથાપ |
| ટપોટપ | પેંતરા | બહાદુરી | ગેડીદડા | કુટુંબ |
| સોહામણી | અંગેઠી | ઢીંગલી | સહીઅરો | સંતાપ |
| વિવાહ | નિંદ | ખેંચતાણ | બળવંતા | ઝોડઝપટ |
| માદળીઉં | ધંતરમંતર | ભાંગીતૂટી | કચરોપુંજો | હુંફાળું |
| સરનામું | સિસોટી | મિનિટ | સદેશો | ઢીમણું |
| દોરડું | હિંચોળે | ફરજંદ | નીમાણુક | ચીતરામણ |
| હોશિયાર | ઢેકા | કિનારે | દાનત | ગોળમટોળ |
| ચટાપટા | શિખામણ | સંપત | ખૂબસુરત | બરદાસ |
| દુઃખ | ખડખડાટ | દુબળા | સંકટ | પારસી |
| શીંગડાં | જરદી | ધગધગતી | સિંહ | પિઅર |
| ટાંકણું | ઓચીંતી | રાજપાટ | પ્રમાણે | તડંગધુમ |
| ચઢાઉ | ઉપરાંત | સાહુકાર | તળાવડી | શેલો |
| ખંતીલા | અંગુઠીઆં | ઠુકડું | જગપતિ | મહિમા |

| | | | | |
|---|---|---|---|---|
| દિશા | કસરતશાળા | આથમણી | દક્ષિણ | વિશેષ |
| ખુરસી | નિચાણ | અધિકારી | હુંડી | સેકન્ડ |
| જંતુ | વિષે | કોથળો | કથરોટ | ચંબુ |
| તાંબાકુંડી | ટંકશાળ | તાંબુ | ચળકાટ | મજાગરાં |
| શિરોઈ | થાળી | લોટા | ખુજળી | સુપડા |
| ઝીંઝવો | ધુપેલ | સુંવાળી | તમાકુ | સુગંધ |
| પાંદડાં | સળંગ | સેંકડો | રાતડીઆ | મહીકાંઠા |
| ઢેબરાં | હળપુણી | ધુસરી | સંતોષ | કૌવત |
| કોઢ | ભોંય | અથાણું | ચટણી | ફૂલ |
| પાકટ | વેંત | તાવડા | શિઆળવાં | હિસાબ |
| સફેત | ધઉં | રક્ષણ | મધપુડો | ઈંડાં. |
| આળસુ | જીવડાં | ચીકટ | ભિખારી | ભિંજાતું |
| દાઢ | આંગળાં | નિશાન | ખુણેખોચરે | નુકસાન |
| દાબડો | નીમકહલાલ | સુંવાળા | ભુસું | શરત |
| નાળબંધ | અડીઅલ | ગધેડું | ભૂંકે | પુછડી |
| સુરજ | સાંઠા | સંબંધી | ઠેકડા | ઉદેસીંગ |

